# શીતા હરણ તથા શીવ દક્ષનો વિરોધ.

## ભાગ ૧લો.

ભાવિકજનોને માટે કાવ્યમાં

રચનાર

હરકીશનદાસ હરગોવનદાસ

છપાવી પ્રસિદ્ધ કરનાર

શીવલાલ ધનજી



સુરત દેશી મિત્ર પ્રેસમાં

કાશીદાસ ભગવાનદાસે છાપી

સંવત ૧૯૫૮ સને ૧૯૦૨

કીમત રૂ ૦-૩-૦



# ભાગ ૧.

# શીતા હરણ.

## છંદ. ૧

નમુ આદ્ય ગણપતી, જનકી ઉમીયા માતા,
શુધ્ધ બુધ્ધ દોનો નાર શીરપર ચમર ધરાતા. ૧
પુત્ર લાભને લક્ષ આહાર મોદીકકા પાતા,
એક દંત ગજ શુંડ શીંદુર અંગપે શોભાતા. ૨
માતા બડી સરસ્વતી વીદ્યાકુ શબ્જન ચાહતા,
શારદા ભવાની માત ભગત જન તુમ ગુણ ગાતા. ૩
કરી સ્તુતી હરકીશનદાશ વારંવાર શીશ નમાતા
પીતા હરગોવનદાશ છાલાવાળા કેહેવાતા ૪

શારમે શાર રહ્યા જામે,
ચરીત્ર ગાઉં કીયારામે;
પાવન હું થાઉં રામ નામે,
સફળ કરો શેવકકા કામે ગણરાજ.

## છંદ. ૨

નમુ નમુ શ્રી રામ લક્ષ્મણ ભરથ શત્રુઘ્ન નમુ હું દશરથના
નંદન નમુ.
વીશ્વામીત્ર દશરથને આવી ક્હેના મુખ વચન તમ પુત્રો આપો
રાજન; તમ
આપ્યા રામને લક્ષ્મણ શાથે લઇ નીકળા રૂશીજન વાટે આવ્યું
ભયાનક વંન વાટે,
શંધ્યાકાળ થઇ આવી ટાટીકા કીધી રામે પતંન: નમું હું દશ. ૧
આવ્યા વીશ્વામીત્રનીજ આસરમ શાથ રામ લક્ષ્મણ યજ્ઞ
કરવા માંડ્યો તતક્ષણ; યજ્ઞ.
આવ્યા મારીચ સુબાહુ બલીયા મહા દુષ્ટો બેઉ જણ; યજ્ઞ
ભાંગી કરવા ચુરણ
માર્યો શુબાહુ નાંખ્યો મારીચને જાહાં શાગર દક્ષણ નમુ. ૨
અનેક દઇત્યો હણીયા રામે નીરભય કીધા શાહુ જન રૂશી દેવો
ક્હેતા ધન ધન; રૂશી.
શીતા સ્વયંવરમા જઇ રામે કીધું ધનુશભંગન જાનકી શાથ,
કર્યા લગન જાન
ફરશરામનું તેજ હરી આપે કીધું વદન. નમું. ૩

ગઉતમ શ્રાપથી અહલ્યા શલ્યા થઇને પડીતી ધરણ પામી મુકતી
સ્પરશે ચરણ પા.
તારક નામ છે રામ તમારૂ કરવા જગત તારણ પ્રગટ થયા
આપે નારાયણ પ્ર.
કહે હરકીશન દાશજાણીને રાખી લેજો શરણ નમુ. ૪

## છંદ ૩.

રામ કૃષ્ણ ભજો શુધ ભાવથી બન્યો નારાયણના અંશ,
રામ સ્વરૂપે રાવણ માર્યો કૃષ્ણ સ્વરૂપે માર્યો કંશ;
રામ સ્વરૂપે અહલ્યાતારી શલ્યા થઇને પડીતી ધરણ,
કૃસ્ન સ્વરૂપે કુબડી કુબ્જા રૂપવંતી થઇ સ્પરશે ચરણ;
રામ સ્વરૂપે વીભીક્ષણને આપ્યું રાજને આપ્યું શરણ,
કૃસ્ન સ્વરૂપે ઉગ્રશેન યાદવને રાજ કીધું અરપણ;
રામ પ્રગટ થયા રઘુકુલમાં કૃસ્ન પ્રગટ થયા યાદવ વંશ રામ. ૧
ચંદ્રશેના રાણી મહીરાવણની; મારૂતી શું કરયો કરાર,
મુજ સ્વામીનું મૃત્યું દેખાડુ તુજ સ્વામી થાય મુજ ભરથાર
કબુલ કરયું મારૂતી દેખાડયો અમૃત કુંડ ન લાગી વાર,
અમ્રત ભમર શીંચે મહીરાવણ થાય અનેક સ્વરૂપ તઇયાર;
મારૂતીએ ભમર બંધ કીધા મહીરાવણનો થયો વીધવંશ, રામ. ૨
મહીરાવણ મારી રામ આવ્યા ચંદ્રશેના રાણીની પાશ
ભમરે કોરેલા પલંગે બેશતા ભાંગ્યો પલંગ થઇ રાણી નીરાશ
ખોડ પડી થયા રામજી ઉભા કહે રાણી પુરો મુજ આશ;
રામ કહે એક પત્ની વ્રત મુજ કૃસ્ના અવતારે પુરીશ આશ,
તમે થશો શતભામા નારી આપીશ સુખ રેહેજો નીશંશશ રામ. ૩

રીંછપતી જાંબુવાન બોલ્યા શીતાપતી રાઘવની શંગ,
સ્વામી જુધ્ધ રણમાં બહુ કીધું તો પણ જુધનો રહ્યો ઉમંગ;
રામ કહે કૃષ્ણા અવતારે તુજ શું જુધ કરશું અથંગ,
આવશે શંમૂતી જારે તુંજને ભાગી ચુરો કરીશ તુંજ અંગ;
હરકીશન ભજે રામ કૃષ્ણને બીજા દેવો શું નાહી અટરંશ રા૦ ૪

## છંદ. ૪

તાત વચનથી શીતા લક્ષ્મણ લઇ શાથે વન ચાલ્યા રામ,
અંગે વનફુલ ધારણ કરીયા દેવ શકલના કરવા કામ;
ચીત્રકોટ થઇ પંચવટીમા આવી ત્રણે કીધો મુકામ,
રચ્યો બાગ શીતાજીએ ત્યાં પશુ પક્ષી હરે તે હામ;
રામે શીતાને લાડ લડાવ્યા રાખ્યા આણંદમાં આઠો જામ,
વનફલ લાવે લક્ષમણ વનથી કરી ભોજન પામે વીરામ;
રજની શારી ચોકી કરતા લક્ષ્મણજી થઇને નીશકામ. અંગે. ૧
લક્ષમણજી તે વનમાં ફરતા દીઠા વાંશ જાળા ઘનઘોર,
અશંખ વાંશનાં બોથા અંદર મૃગ શીંગ કરતા બહુ શોર;
શુરપંખા શુત શંબરાશુર તે ભરાઇ બેઠો જેમ છાનો ચોર,
શાહાક શહસ્ત્ર વર્શનો નીમ લઇ માંડયું શીવનું તપ અઘોર;
કાલ શહસ્ત્ર માગી લઇ જીતું દેવ શકલ મુજ થાએ નામ. અંગ ૨
પડયું કાલ શહસ્ત્ર અંતરીક્ષથી લક્ષ્મણે દીઠું તે હાર
અલ્યા શહસ્ત્ર તું કેમ આહાં પડીયું તેનો મુજને કહે વીચાર;
વાચા થઇ શહસ્ત્રને હું શીવનું શંબરાસુર આ ધરી હથીઆર,
ત્રણ લોક જીતી વશ કરવા દેવ શકલ મનાવવા હાર
કાલ શહસ્ત્ર શીવ મંત્ર ભણીને ફેકયું બોથામા ધરી મન હાંમ. અંગ. ૩

કાલ શાહસ્ત્ર ચલકતુ ચાલ્યું વાંશ ભોથા શઉ કર્યા છેદન,
શંબરાશુર બેઠેલો અંદર કપાઇ ગયું ત્યાં તેહનું તન;
લંકામાં શુરપંખા હતી આવ્યું તેને ઘોર શુપન,
પુત્ર માહારો માર્યો છે કોઇએ દોડી આવી ત્યા કરતી રૂદન;
અરે પુત્ર શંબરા શુર માહારા કયાં જઇ તેં કીધો વીશ્રામ. અંગ ૪
કોણે માર્યો શોધે શુરપંખા પગલા દીઠા છે વન માંહે,
પગલે પગલે ચાલી જાતા દીઠા લક્ષ્મણજીને ત્યાંયે;
શંબરાશુરને માર્યો એણે એમ વીચારી મનની માંહે
ભેદ પ્રપંચ કરીએ શાથે મારૂં પછી એ નરને આંહે
બની અસ્ત્રી એ શોળ વર્શની કહે હરકીશન ગોરે ચામ. અંગે. ૫

## છંદ. ૫.

શુર્પનખા વરશ શોળ બની નારી ઝાકમ ઝોલ શુંદર ભ્રગુટી કપોળ
ખીલી રહી કમાન
દંત દીશે દાડમ કલી ગાલે લાલી રહી છે ઢલી નેણે કાજલ રહ્યું
ભલી ભેરવંશી શમાન; ટેક
બાહે બાજુ અમુલ વેણી નાંગણ શમતુલ નાકે વાલી રહી ઝુલ,
થઇ અટપટી,
કાને કુંડલ ગલે હાર કુચ નારંગાનો અહાર થાય ચુડીનો ઝણકાર
રહે ખટકંતી
ચંદ્રમુખી મ્રગનયણ ચાલે કોમલ ચરણ ચતુરા ચંપક વરણ
ચાલે લટકંતી,
કટી કેશરી બીરાજે પાઉમ્યાને પાયળ બાજે વાણી મધુરી અવાજે
લાજે અટકંતી;

રહી ચોલી ચીર પ્રકાશી બંને બાજુ બએ દાશી સુખ મંદ કરતી
હાંશી બોલે મધુરી વાણ. દંત. ૧
માઆ આશુરી કરંતી નયણે નેહ ધરંતી કામ કટાક્ષે ઉચરંતી
આવી લક્ષમણ પાશ
મનમા રચી હેવો દાવ મેહેર રાખો મારા નાવ લટકે કરતી
હાવભાવ મારી પુરો આશ.
ચંચલ કરવા શારૂ શંગ દેખાડે પોતાનુ અંગ મોહીની રૂપ
અથંગ કરી રહી પ્રકાશ,
રહી નેણ બાણ મારી તમ જોગ હુ નારી હું છું હજુ કુંવારી
થાઉ તમારી દાશ
બોલતા મળ્યા છો આ વાટ મેળવ્યો ઇશ્વરે ઘાટ રંગે રમશું,
ખાટ માગુ મુકી માન દંત. ૨
જોઇ નારી સુંદર રૂપ, સુણી વાણી અનુપ થઇ રહ્યા પોતે ચુપ,
મન કરે વીચાર
કામ વીકાર ન લેશ નવ મોહેયા આપે શેશ નહી માન્યો
ઉપદેશ કહે સંભળનાર,
માથે વડીલ છે ભ્રાત ભાભી શીતા જાણું માત આપે આજ્ઞા શાક્ષા
ત; થાઉં તુજ ભરથાર
પંચવટીમા આવી રહી ઘુંઘટ શોહાવી કહી ભાભીજી બોલાવી
રહુ તમ આધાર;
છાની કહે દાશીને વાત ત્રણુની શાથે રહીશું રાત પછે કરશુ
હેની વાત થઇ રહો શાવધાન દંત. ૩
કહે શીતાને જોડી હાથ લક્ષમણ કરો * માહારા નાથ રેહેવા
ઇચ્છુ તમ શાથ કહુ કરી નમન,

દીન ઉપર દયા આણી કરો મુજને દેરાણી નીત્ય શેવું હું જેઠાણી
શાથે રહી શું મગન,
સીતા સુણી વચન મન થયું પરશન ફળ્યું ભાગ્ય લક્ષમણ
આજ દહાડો ધન,

શીતા કહે જોડી હાથ આગ્ના આપો માહારા નાથ પરણે
લક્ષમણજીની સાથ સતી કરે સ્તવન,
શચરાચર વ્યાપીક રામ જાણ્યું શુરપનખાનું કામ મારવા
આવી છે આ ઠામ ભુલાવું શુધ શાન:
શુરપંખા શુણો ઝટ લક્ષમણ પાશે જા તું પટ. દંત ૪

ગઇ તાણીને ઘુંઘટ દીનવાણી કહી,
લખો અંક કરમાંહે વાંચી લક્ષમણ પરણે ત્યાય ત્યારે બોલ્યા
રઘુરાયે હાથે અડાય નહી;
લખ્યું પીઠની પાછળ લક્ષમણ કરી છળ કરો નાંકકાન કતલ
રહે નકટી થઇ,

હેતે આવી લક્ષમણ પાશ મુખમંદ કરતી હાશ હવે પુરો મુજ
આશ કરો લગન અહીં
વાંચ્યું શેશે ધરી ધ્યાન છેદયા નાશીકાને કાન હરફીશન કહે
ગયું માન નાકી કરતી બુંબાણ. દંત ૫

## છંદ ૬.

બેન મલે તો મલો રાવણના જેવી લાવે શોધીને મોત ભાઇનું એવી,
શુરપંખા દઇત્યાં દુસ્ટા નાગણ ઝેરી આવી લક્ષમણની પાશ
થઇને વેરી;

રૂપ કપટ કન્યા થઇ કહે પરણો તમો સેરી શુણી છેદયા કાન
નાશીકા નાહી નહી હેરી,
કન્યા રૂપ ગયું થઇ રાક્ષસી હતી તેવી. લાવે૦ ૧
આવી ખર દુખરની પાશ કરતી કીલકારી કહેતી ત્રીશીરાને ગતી થઇ
આ માહારી,
માર્યો શબરાશુર ઘા કલેજે ભારી નથી આવતી તમને લાજ
બેઠા શું હારી;
અંગ રેલા રૂધીરના દેખાય જોગણી દેવી. લાવે૦ ૨
કરી ક્રોધ ત્રણે રાક્ષશો લઇ હથીયાર મહા મદોનમત એના બળ
તણો નહી પાર,
કરી રાક્ષશ શેન્યાં શાથ ચઉદહજાર હણવા લક્ષમણને રામ થયાં
તઇઆર;
માર્યા દઇત્યો રામે દઇત્યાં કહે દશાભુજ કેવી લાવે૦ ૩
બચેલી દુષ્ટા આવી લંકાની માંહે બેઠો શીધાશન રાવણનીજ સભાયે,
ગલતી રૂધીરે થર થર ધ્રુજતી કાપે બોલે અટકંતી મુખે શ્વાશ ભરાયે;
દુઃખ પડયું ભ્રાત મારે અંગ વેદના આ શેહેવી. લાવે. ૪
હું ગઇતી દંડક વનમાં ફરવાને કાજે દીઠી નારી નૌતમ જોઇ
ઇંદ્રાણી લાજે.
શુખ ચંચ નાશીકા કમળ નેન બીરાજે કટી લંક કેશરી ભુજ
ગજ શુંડરાજે;
તે નારી વનમાં રહી રામને શેવી. લાવે૦ ૫
તુજ ભુવન દીપી રહે આવે રામની રાણી છે તુજ લાએક હું
ગઇ લેવા એમ જાણી,

મોહ પામ્યા રાવણ શુણી એનની વાણી કેમ થઇ વીરૂપ તું આવી
આંહા ગભરાણી;
કર ફીકર નહીં અહીં શાંત થઇને રેહેવી. લાવે૦ ૬
બોલ્યો લંકાધીશ કરીને હંકાર તું રહે શાંત છલ કરી લાવું એનાર,
છલભેદ કરવા કીધો મન વીચાર,
ધરી રૂપ ત્રીડડી જાવું રામને દુવારે;
જઇ કહે મારીચને શલાહ તમારી લેવી. લાવે૦ ૭
એવા કપટ છલ પર અસ્ત્રી શંગ કરનારા,
જુઠા બોલા લબાડી હંકાર ઘણો ધરનારા;
આપ સ્વારથે દુર વચનથી નહી ડરનારા,
દુભે ગુરૂ પીતાને નીચ શંગ ફરનારા;
કહે હરકીશન તેને લખ ચોર્યાશી વહેવી. ૮

## છંદ. ૭.

શીતા હરણ શુણશેજે પ્રેમે થાશે તેનો ભવ બેડોપાર
રામચંદ્રનો મહીમા મોટો વંદી વંદી કરૂ નમસ્કાર;
શુરપંખાનો પ્રેર્યો રાવણ આવ્યો તે મારીચની પાશ,
મામા કામ પડ્યું તમ શરખું તમ આગળ તે કરૂં પ્રકાસ;
શીતા શુંદર નારી રામની પંચવટીમા તેનો વાશ.
મૃગ થઇને જાઓ તમે ત્યાં આવશે રામ કરવાને નાશ,

## રેકતો.

ઓ મામા હું જાઉ શીતાની પાશ જોગી રૂપ થઇને;
ઓ મામા છલકપટ કરી મુખ વાણી મધુરી કહીને,

ઓ મામા નહી આવે તો પછી હરણ કરી જાઉ લઇને;
આવે મુજ ધામ શોધતો રામ લક્ષમણ સાથ હણું કરતો હુંકાર
રામચંદ્ર૦ ૧

વીનય કરીને મારીચ બોલ્યો શાંભળ તુંજને કહુ કમજાત,
પરનારીપર દાનત બગડી થાશે ભુંડુ મુજ માને વાત;
આદય અવીનાશી નારાયણ અવતાર લઇ આવ્યા શાક્ષાત,
દુષ્ટો દઇત્યો શોધી શોધીને નીજ બળે એ કરશે ઘાત;

## રેકતો.

ઓ ભાણેજ એક બાણે મારી ટાટીકાએ રામે જાતે,
ઓ ભાણેજ યગનમાં શુબાહુ બલીયો કર્યો નીપાતે.
ઓ ભાણેજ મારી કોટી દઇત્યો થયા આપે વીખ્યાતે,
રામે મારયુ બાણ ગભરાયા પ્રાણ મુને નાંખ્યો ઉરાડીઆ
શાગર પાર રામ૦ ૨

કહે મારીચ તુજ ઇસ્ટ દેવ શીવશંકર શમરે એનું ધ્યાન,
તેની અસ્ત્રીનું હરણ કરવા થયો તઇયાર કેમ ભુલ્યો ભાન;
તુજ રૂદેપર ત્રબંક પડયું તું નીચે પડી કરતો ગુંબાણ,
તે ત્રંબક ઉપાડી ભાગ્યું રામે આપ્યું તુજને ત્યાં જીવતદાનઃ

## રેકતો.

ઓ ભાણેજ તું છોડ અવીદયા જઇ રામને નમજે,
ઓ ભાણેજ એના નામ થકી તરે મહા પાપી અધમ જે;
ઓ ભાણેજ આ શીખ કહું તુજ માટે જો મનમાં શમજે,
શુણી વાણી ક્રોધ મન આણી કહે તું શુ શમજાવે નહી મેલુ
એ શુંદર નાર. રામ૦ ૩

કામી અંધ કહે છે મારીચને મુજ શત્રુના કરે વખાણ,
ભાથામાંથી કહાડી ખડગને ના કહેતો લઉ તાહારા પ્રાણ
કરે મનશુબો મારીચ દીલમાં ન છોડે મુખથી એ બોલ્યો વાણ
એના કરતા મરૂરામ હાથે તો થાય મુકતી જીવ્યું પ્રમાણ;

રેકતો

ઓ મામા ચાલો મ્રગ થઇને પંચવટી છે જ્યાહે,
ઓ મામા ફરો વાડી બનાવી છે શીતાજીએ ત્યાંહે
ઓ મામા થાવો કનક રૂપ તમ પાછલ રામજી ધાયે,
ઘાટ હેવો ઘડી રથપર ચડી આવ્યા લરકીશન કહે ન લાગીવાર
રામ૰ ૪

છંદ. ૮.

શઘનવન રહો છાનો રાવણ રચવા શારૂ લીધા ઠગ,
મારીચ આવ્યો પંચવટી જ્યાં કંચન કાયા થઇને મ્રગ;
માયા કરી શીતાની વાડીમાં એ મુખ થઇ ચેસ્ટા કરતો,
એક મુખે જુવે ચારે દીશાઓ બીજે મુખે ચારો ચરતો
કનક ચર્મમાં બુટી મણીમય નવીન તરેહથી અંગ ધરતો;
દેખી મોહ પામ્યા શીતાજી હાથ ચડે કેમ એ ફરતો,

રેકતો.

ઓ સ્વામી ઓ સ્વામી પેલો મૃગ મારી લાવો; કરો મુજ કાજજી,
ઓ સ્વામી ઓ સ્વામી હેના ચર્મ તણી શોભાવો; કંચુકી આજજી;
ઓ સ્વામી ઓ સ્વામી એની પુઠે જલદી તમો જાવો; કહુ
શીરતાજજી,

હોંશ મન ઘણી પેહેરવા તણી વીનંતી કરી પડું તમારે પગ.
મારીચ૦ ૧

રામ કહે શાંભળીએ શીતા દયા દીલથી નહી પરહરીયે,
કંચન જેવું શાવજ દેખી ક્રુર દ્રષ્ટી નહી દીલ ધરીયે;
ચર્મ કંચુકી અંગ શોહાવે થાય હાંસી તેથી ડરીયે,
શમજુને શું કેહેવું ઝાઝું અબલા હઠ તે કેમ કરીયે;

## રેકતો.

ઓ નારી ઓ નારી થોડા વર્શ પછી જઇશુ અયોધ્યા માંહેજી,
ઓ નારી ઓ નારી બહુ સુખી રત્નમય લઇશું શાંત રહો હાંયજી;
ઓ નારી ઓ નારી જઇ માત ભ્રાંત શંગ રહીશું. ભેલા રહી
ત્યાંયજી,
રામે જે કહ્યું સીતાએ લહ્યું થયા નહી પ્રશન મન થઇ રહયું
ડગમગ. મારીચ૦ ૨

હઠ લઇને શીતાજી બેઠા શુણો સ્વામી નવ કરશો રીશ,
વીશ્વામીત્રના યગનમાં જઇ કોટી દઇત્યોના છેદયા શીશ;
હણ્યા શુબાહુ તાડીકાને દયા ગઇતી કયાં તે દીશ,
આજ તમે શમજાવો મુજને નહી માનું જાણો જુગદીશ;

## રેકતો.

ઓ સ્વામી ઓ સ્વામી તમ શાથે વન હું આવી ભોગવું હું દુખજી,
ઓ સ્વામી ઓ સ્વામી આપો હણી મૃગને લાવી કહું હું સુખજી;
ઓ સ્વામી ઓ સ્વામી મન મોહાર રહુ રીઝાવી માનુ બહુ જુગદીશ

શીતા શુંદરી બોલી કરગરી નથી કરતી તમ શાયે હું રંગ જંગ.
મારી૦ ૩

રૂદન કરતા શીતા બોલ્યા સ્વામી માહારી નહી પુરો આશ,
મૃગ ચર્મ કંચુકી વીના આ દેહ મારો કરવાનો નાશ;
રામે વીચારીયું ભવીશ આગલું જે કાર્યે નીકલા વનવાશ,
દેવ સકળના દુઃખ મટાવી યજ્ઞ ધર્મ કરવા પ્રકાશ;

## ઝુલણા.

ઓ નારી ઓ નારી તુ ફીકર નહી કર લીધા ધનુપને બાણુજી,
ઓ નારી ઓ નારી મનમાં તું નહી ડર લેઉ મૃગના પ્રાણુજી;
ઓ નારી ઓ નારી સ્થીર રહેતું શત્વર કરૂં વન પ્રયાણુજી,
રામે પકડી પુંઠ મૃગે વાલી મુઠ હરકોશન નાશે જોતો ટગમગ
મારી૦ ૪

## છંદ. ૯. ત્રીતાળ ચોપાઈ.

બોલ્યા લક્ષમણજી શું રામ કરવા દેવ શંબંધી કામ,
શીતા હઠ નવ મેલે લગાર જતું કરવાને મૃગ શકાર;
બંધુ થઇને રેહેજો હોંશીયાર વનમાં અશુર ફરે છે અપાર,
કરજો રક્ષા શીતાની આ ઠામ કરવા૦ ૧
મૃગ નાશે છે લાંબે પંથ પાછળ ધાયા છે શીતા કંથ,
મારૂં બાણ રામે લક્ષ ખંત વાગ્યુ મૃગને આવ્યો અંત;
દીવ્ય દેહ થઇ પામ્યો હરીધામ. કરવા૦ ૨
બોલ્યો ગુપ્ત રહેલો રાવણ બંધુ માહારા ધાજે લક્ષમણ
પડ્યો શંકટ માઆ અરણ વાહારે આવો વેહેલા તતક્ષણ;
રામે મુકી દીધી જાણે હામ. કરવા૦ ૩

શુણી સીતાજી આક્રંદ કરતા દીન થઇને મુખ ઓચ્ચરતા
શેશ શબ્દ નથી દીલ ધરતા કોહોના ભય થકી રહ્યા ડરતા;
કહે હકીશન કરો શંગ્રામ. કરવા૦ ૪

## છંદ. ૧૦.

શીતા કહે દીયરજી માહારા બાંધવની વાહારે ધાવો,
અશુર ટોલાથી છોડાવીને રામચંદ્ર તેડી લાવો;
રણે બંધુને મીત્ર શંકટે વ્રધપણે કુળવંતી નાર,
વીશમ કાળમાં પુત્ર પીતાને શેવે યત્ન કરી પ્રેમ અપાર;
વીવેક વચન સમજીને મનમાં લક્ષમણ ન લગાડો વાર,
કરગરી હું કહું છું તમને જાઓ ઉતાવળા લઇ હથીયાર
નથી ધીરજ રેહેતી મુજ મનમાં શબ્દ શુણીને હું હાવો.
અશુર૦ ૧

લક્ષમણજી કહે છે શીતાને કપટ વચન તમે એ જાણો,
રઘુવીર ન આવે શંકટમાં વેહેમ તમે મન નવ આણો;
શચરાચરના બીજ રૂપ એ પંચ ભુત ચારે ખાણો,
એથી શરજે પાલે શંહારે બ્રહ્મ રૂપ એ પ્રમાણો,
શાંત થઇને રહો મઢીમાં કપટ વચને નહી ગભરાવો. અસુર૦ ૨

અશુરની એ માયા હોશે તજો ભય મેહેલો ઉનમાદ,
શીતા કહે નહી માયા અશુરની ઓલખ્યો મે રાઘવનો શાદ;
જાઓ ઉતાવળા આળશ મુકી પોકારે છે આરતનાદ,
લક્ષમણ કહે ન જવાય મુજથી શોંપી ગયા મુને મુકોનાદ;

કો અશુર હરણ કરી જોય તમારૂં વીઘ્ન થશે થાય પસ્તાવો.
અશુર૦ ૩

ક્રોધ કરી શીતાજી બોલ્યા હેત તમારૂં મેં જાણ્યું,
તમે બંધવનું ભુંડું ઇચ્છો છો અંતર કપટ મનમાં આણ્યું;
અવટીટ શબ્દ મુખથી બોચરા વાંકી તીખી મુખની વાણ્યું,
શુણી ખેદ પામ્યા લક્ષમજી વચન બાંણે દીલ વેંધાણ્યું.
જાણે પ્રાણ કહાડું હું માહારા થયો મનમાં બહુ મુઝાવો.
અશુર. ૪

ગદ ગદ કંઠે કહે લક્ષમણજી વચન બોલ્યા જેવા તેવા,
જાણું માતા હું પુત્ર તમારો ઇશ્વર જાણી કરતો શેવા;
ધનુશ વડે ત્યાં નીકજ કીધી લાગ્યા સીતાને શીખ દેવા,
આવ્યા વીના નહી બહાર નીકળવું રામ આણ માંડ્યું કેહેવા;
કહે હરકીશન આવે આંણ ઓળંગી બળી ભસ્મ તેતો થાવો,
અશુર૦ ૫

## છંદ ૧૧ લલીત.

શુમીત્રી તંનતો ગયા શીખદઇ કરી; ચાલીયા વંનમાં શોધતા હરી ૧
દીઠા પગલા રામના તે પગલે ચાલતા દુરતો ગયા દીશા નીહાળતા
જોયા બેઠેલા રામને નમ્યા નીચાવલી કરમાઇ ગયું છે મુખ રહ્યું
કાલજુ બલી
જોઇ મુખ શુમીત્રીનુ બોલ્યા રામજી શું દુખ આવી પડ્યું શું
બગડ્યુ કામજી. ૨
મેહેલી એકલી શીતા આંહીં કેમ આવીયા દીશો ઉદાંશીમા
કોણે દુભાવીયા

શુણીને શેશજી આંશુધારા વહે જાણે ત્યાગું દેહને એમ મુખ
થકી કહે ૩

કો અશુરે વનમાં પોકારયા નામ તમ લઇ સુણી શાદ શીતાએ
મુને મોકલ્યો અહીં.

વળી વચન બાણેથી મુજ ભેદાયુ છે અંગ કહેવાય નહી મુખે
આ દેહ કરૂ હુ ભંગ ૪

રામે ચાંપ્યા રૂદીયા શાથ આપી ધીરજ ઘણી હોય સ્ત્રી અધીરી
તજો ચંતા તે તણી

પવીત્ર છો તમે એ બંધુ માહેરા ગર્વ મોહકામ સ્વપને ન તાહેરા ૫

મુખે મીઠીવાણીથી શમાધાંન કરયું સુણી શેશનુ રૂદય તો ઠર્યું
બન્યો હલી મળી શાથે પાછા ફરયા પંચવટી જયા બેહુ
નીશરયા. ૬

જાણ્યુ દશાનને વીચારે મંનમા આ લાગ આવીયો ગયા રામ
વનમા,

ભેદને પ્રપંચ બુધી બલે કરી શામદામથી લહી જાણી કૈતરી ૭

માટ હેવો ઘડી જોગી નો થયો શીતા રહા છે જયાં ત્યાં આવી
રહયો

શુર્પનખાએ વીખાણુ જે કરયા તે શીતાઆ જોઇ નેણા માહારા
ઠરયા. ૮

## છંદ. ૧૨.

અંગ પલટી આવ્યો દશાનન પંચવટીમાં જોતો તો,
આદય શકતી શીતા સ્વરૂપને નીરખી નીરખી મન મોહતો તો

ધરયુ સ્વરૂપ નીરંજન જોગી ચોળી ભભુતી સઘળે અંગ,
શેલીશીંગી પેહેરી પાવડી જટા શીર જ્યું શોભે પનંગ;
ડંડ કમંડળ જોલી જુડો ઓઢયા વસ્ત્રનો ભગવો રંગ,
કપટ ઘણું અંતરમાં રાખી બોલ્યો ત્યાં શીતાની સંગ;

## રેકતો.

કહે જોગી કહે જોગી આ વનમાં તુ કેમ રહી જાતે એકેલીજી,
કહે જોગી કહે જોગી કયાં ગયા પીતાને પતી તુને હયાં મેલીજી;
કહે જોગી કહે જોગી કો અશુર હરણ કરી જાશે કોણ તુજ બેલીજી,
શું છે તુજ નામ કયું તુજ ગામ પતી કોણ પીતા કયાંનો તુજ હોતો તો આદ.

જનક રાયની પુત્રી શીતા રામચંદ્ર મુજ સ્વામી થાય
રામ પુત્ર તે દશરથરાયના તાત વચને નીકળ્યા વનમાંય
અતીથ્ય જાણી કહું છું તમને ક્ષણું એક તમે બેશો આંય,
મુજ સ્વામી હવડા આવશે વીધી શહીત કરશે તે પુંજાય.

## રેકતો.

શુણ શીતા શુણ શીતા હું કહું તે સુણોને પ્રેમ તમે મન આણીજી
શુણ શીતા શુણ શીતા મુને લાગી ભુખ બહુ કહું કરગરી વાણીજી
શુણ શીતા શુણ શીતા મુને આપો ભીક્ષા મે માગ્યું શાધવી જાણીજી

મુખથી હું કહું ભીક્ષા હું લઉં કરી ચેન ચાલેથી વાહાતો તો
આદ. ૨

જોયુ ત્રીદરશી શીતાએ ધરયું છાયારૂપ ન લાગી વાર,
દેવ શકલના દુખજ મટશે થાશે રાવણ કુલ શંહાર;
આણ ઓળંગી હાથે અન આપતા પકડી ખેંચી કાહાડી
બાહાર
રથમાં બેશાડી લઇને રાવણ ચાલ્યો મન ધરતો હંકાર

## રેકતો

રોય શીતા રોય શીતા આ પાપી મુને લઇ જાય રામ ઝટ આવોજી.
રોય સીતા રોય શીતા ઓ દીયર વાહારે મુજ ધાવો આવી
છોડાવોજી;
રોય શીતા રોય શીતા કહયા કડણ વચન તે યાદ તમે
નવ લાવોજી,
દુંશકા એમ ભરે રૂદન બહુ કરે જટાયુ એક પક્ષી શાંભલી
રહયો તો તો. આદય૦ ૩

રક્ષનાએ જપે રામને શીતા રૂદન શુણી કહે જટાયુ
અરે પાપી કયમ લઇને ચાલ્યો મુજથી નહી જાય શહેવાયું;
બ્રહ્મ વંશમાં કલંક લગાડયું મુખડાપર કાજળ છાંયું.
શુણી ક્રોધ ચડયો રાવણને મેલ્યા બાણે અંગ વેંધાયું;

## રેકતો

રીશ લાગી રીશ લાગી ચંચુએ રથ શારથી કીધા શંહારજી,
રીશ લાગી રીશ લાગી શીશ કાપ્યા મુગટને છેદયો માર્યો બહુ
મારજી;

રીશ લાગી રીશ લાગી નાઠો રાવણ દુર જઇ કરતો મન
વીચારજી,
ક્રોધાયું અંગ થયું મન ભંગ બળ ક્ષીણ નીરાશ થઇ ઉભો તો
તો. આદ૦ ૪

મહા બલીસ્ટ હું હાર્યો પક્ષીથી લોકો કરશે માહારી હાંશી,
દશાનન એમ લજ્યા પામ્યો થયો ગણો દીલ ઉદાશી;
ભાઇ મોત તાહારૂ કેમ પક્ષી પુછે ભુપ લંકાવાશી,
જુઠું બોલે તો આણ રામની ખરી વાત કહે પ્રકાશી;

## રેકતો.

શુણ રાવણ શુણ રાવણ રામ આણથી કહુ હું શાચું માને મુજ
વાતજી,
શુણ રાવણ શુણ રાવણ માહારી પાંખો તોડી પીંખી નાંખે
થાય મુજ ઘાતજી;
શુણ રાવણ શુણ રાવણ શુણી પાંખો તોડીને પીંખી કીધો
ઉતપાતજી.
નેત્રે વહે નીર અંગે રૂધીર વહે એમ પક્ષી દુઃખી થઇ રોતો;
તો. આદ૦ ૫

જોઇ શીતાએ રૂદન કર્યું બહુ મુજ માટે તને પડીયું દુઃખ,
રામ શુમીત્રી આવે શોધતા થયું વૃતાંત શહુ કહેજે મુખ;
તાહા શુધી તારા પ્રાણજ રેહેશે રામ દરશણની ભાંગશે ભુખ,
ધન ભાગ્ય તારી મુકતી થાશે વઇકુંઠમાં ભોગવજે સુખ;

## રેકતો

લઇ ચાલ્યો લઇ ચાલ્યો રાવણ બેશાડી ખાંધે ઉડયો અશમાનજી
લઇ ચાલ્યો લઇ ચાલ્યો દીઠા ગીરીઉપર વાનરો શહીત હનુમાનજી;
લઇ ચાલ્યો લઇ ચાલ્યો નાંખ્યું વસ્ત્ર શાથ આભ્રણ રામને થાય,
જાણજી;
પુત્ર પવન શુણી રૂદન દશાનન આકાશ મારગે રોકયોતોનો
આદ૦ ૬

કોપ્યા છે રૂદ્ર અગીયારમાં હનુમાનજી કહીયે જેહ,
આકાશ મારગે ગદા લઇને મારે રાવણને બળથી તેહ;
ઘણા મારથી રાવણ હાર્યો નીરબળ થઇ ગયો તેની દેહ,
માયા રચીને નાઠો ત્યાંથી કપી ગાજ્યા અશાડી મેહ.

## રેકતો

ફરી પાછા ફરી પાછા મારૂતી રશીમુખ પરવત ઉપર આવ્યાજી,
ફરી પાછા ફરી પાછા પેલા વસ્ત્ર આભ્રણ બન્યો નીજ પાશ;
લાવ્યાજી,
ફરી પાછા ફરી પાછા એક ગુફાની અંદર બાંધી બચકું દબાવ્યાજી;
કહે હરકીશન રાજા રાવણ આવી નીજધામ વાસો કીધોતોતો
આ૦ ૭

## છંદ. ૧૩.

હરણ કરી લાવ્યો શીતાને કહે રાવણ છોડી દે મત,
રામચંદ્રને પડતો મુકી ભજ મુજને વધશે ઇજત;

શર્વે રાણીમાં કરૂ પટરાણી મેહેલ્લાદે શઘલી ઊઝત,
ત્રણ લોક જીતી વશ કીધું મુજ આધીન છે દેવ શમસ્ત;
માટે કહ્યું માનીને માહારૂં થઇ માહારી રહે હઉ શરવસ્ત,
કોણ માત્ર એ રામને લક્ષમણ એને કોણ યાં કરશે પત;

## સાખી.

સ્પરશ કરવા મન તલપી રહયું પણ શ્રાપનો લાગ્યો બહુ ડર,
તેથી કાલાવાલા કરી કહે હે શીતા તુ મુજને જલદી વર;
અખુટ ધન વઇભવને ભોગવ ચાહાશે તુને શારી ખલખત.
રામ૦ ૧

શીતા કહે છે મુખ ઢાંકીને છોડી દે તાહારી આદત,
શ્રાપ દઇને ભસ્મ કરીશ હું એક પળકમાં થાશે મૃત;
થોડા દીવશમાં રામ શુમીત્રી વાહરે આવી કરશે ચડત,
કુળ શહીત નીકંદન કરશે કયું વચન મુજ માને શત;

## શાખી.

દશાનન મન વીચાર કરે જે દઇવે ધાર્યું તે થાય,
પણ શીતાને મુકું નહીં. રાખુ કરી અનેક ઉપાય;
બંધોબસ્ત હું રાખીશ પુરો જરા નહી રહું હું ગફલત. રામ૦ ૨

અશોક વનમાં શીતા રાખ્યા ચોકી પેહેરો બહુ શકત,
ત્રીજટા રાક્ષશી શાથે મેહેલી શીતા કરી બંદોબસ્ત;
શીખવી છે એ રાક્ષશીને હલીમલી કરજે મોહબત,
શમજાવીને કામજ લેજે જેમ કરે માહારી શંગત.

## શાખી.

ચોકી કરવા જાનકીની મેલ્યા ફરતા રખેવાળ,
પાંચ કોટી નીશાચર માહા અધમ તન વીકરાળ;
અનેક બીજી રાક્ષશી મેહેલી બીવડાવતી કરવા નીરગત, રામ૦ ૩

ત્રી જટા છે ઘણી વીવેકી શીતા શું કરતી મશલત,
ધીરજ ઘણી આપે છે પોતે શાચવજો બાઇ શીયળ વ્રત;
થોડા દહાડામાં સ્વામી તમારા આવીને છોડવશે તરત.
શાંત થઇને રહો આ ઠામે રાખજો બાઇ શારી દાનત;

## શાખી.

જાનકીજીની કરે શેવા ત્રી જટા રાક્ષશી નાર.
વ્રતાંત અયોધ્યા તણું કહ્યું શીતાએ કરી પ્યાર,
હરકીશન જપે રામને શીતા રહી વીયોગની બહુ બળત; રામ૦ ૪

## છંદ. ૧૪.

મ્રગને હણીયો. હણીયો લક્ષમણ મળીયા ભ્રાત બન્યો પાછા
વળીયા મ્રગ૦
આવ્યા નીજ ઠામે ઠામતો જોયો ખાલી ગઇ કયાં શીતા માહરી
વાહાલી;
મુરછા પડીયા પડીયાને નીહાલી કર્યા બેઠા શેશે ઝાલી,
બંધુઓ માહારા મહારા શું આમ ઢલીયા; ભ્રાત બન્યો૦ ૧

હે છે મુખથી મુખથી કહુ માહારા વીર નથી રેહેતી કાંઇ
મુજને ધીર,

બાવરા બનીયા બનીયા વહે નેત્રે નીર રૂદન કરે છે શ્રી રઘુવીર;
શંભારી શીતા શીતા કહી કલકલીયા. ભ્રાત૦ ૨

જોયા નહી રૂશી રૂશીયો તો ગયા નાશી થયા મનમાં બહુ ઉદાશી.
ઝાડને પક્ષી પક્ષી કોહો પ્રકાશી પુછે અયોધ્યાના વાશી;
ગયા કયાં શીતા શીતા કોણે છળીઆ. ભ્રાત૦ ૩

જોયું ઉતરે ઊ-તરથી પાછા ફરીયા શોધતા દક્ષીણ ઊતરીયા,
જોયા ગીરી તરૂને તરૂ થઇ ગંભીર ઠરીયા કોહો કાંહા શીતા પરવરીયા;
ઘેલા થઇ પુછે પુછે જેમ નીરબલીયા. ભ્રાત૦ ૪

સચરાચર વ્યાપીક વ્યાપીક લીલા કરતા મનુશ ચેસ્ટા તે આચરતા,
ધર્મ રક્ષાને રક્ષા સારૂ ફરતા દાશના દુઃખ અંતર ધરતા;
પોકારે શીતા શીતા વીન ટળવળીયા. ભ્રાત ૫

## છંદ ૧૫

દુઃખી થએલા દેવો સઘળા ક્ષીર શાગર બેટે આવ્યા,
કરી સ્તુતી ત્યાં નારાયણની પ્રેમ ભગ્તીથી રીજાવ્યા;
શુણી સ્તુતી નારાયણ બોલ્યા તમને દુઃખ પડીયું અપાર,
ધીરજ ધરી જાઓ નીજ મંદીર આવીશ લઇ રામ અવતાર;
રામ આંહે પ્રગટ થયા છે. દશરથ ઘેર વાધ્યો પરીવાર,
વચન તાતનુ જવા વનમાં કેકઇએ કર્યો ઉચ્ચાર;

## ઝુલ.

તાત વચન મીશે ચાલ્યા વનમાં
વલકલ વસ્ત્ર ધરીયા તનમાં;
પંચવટી રહ્યા રાજી મનમાં,
ત્યાંથી શીતાનું હરણ કરી દશાનન લંકા શીધાવ્યા. કરી૦ ૧

મ્રગ હણુવી ગએલા રામજી જોયું દીઠા નહી શીતા નાર,
રૂદન કરતા વનમાં ફરતા આંખે ચાલે આંશુધાર;
ફરતા ફરતા મલ્યો જટાયુ શુણ્યું વૃતાંત દશરથ કુમાર,
રામ રામ કહી દેહજ છોડયો દીવ્ય દેહ ગયો મોક્ષ દ્વાર;

## ઝુલ.

ત્યાંથી રામજી આગળ ચાલ્યા.
દક્ષીણ દીશાને મારગ હાલ્યા,
યમુનાગીરી પરવત નીહાલ્યા;
ત્યાં શીવ પારવતી રામ રટણ મુખ જ્ઞાન ચર્ચા કરે મન ભાવ્યા.
કરી૦ ૨

શીવે દુરથી દીઠા રામ જય શચ્ચીદાનંદ પુરણ બ્રહ્મ,
કર્યો નમસ્કાર પુછે ઉમ્યાં કોહોને નમ્યા કોહો મુજને મરમ;
અખંડ ભજુ હું રામ નારાયણ શુણો ઉમ્યા તુને કહો ભરંમ,
નમસ્કાર મેં કીધાં તમને શચરાચર એ પુરૂશ પરમ;

## ઝુલ.

અખીલ બ્રમાંડના છે એ સ્વામી.
ઘટ ઘટમાં રહ્યા અંતરજામી,
શગુણ લીલા કરે બહુ નામી;
આવ્યા ગીરીપર દરશણ કીધા શકલ પદારથ રહે કાવ્યા.
કરી૦ ૩

એવા રામ તે અસ્ત્રી વીયોગે વનમાં ફરતા કરતા રૂદન,
ઊમીયા કહે હું કરૂં પરીક્ષા ત્યારે શાંત થાશે મુજ મન;
વાર્યા શીવે પણ હઠ નવ મુકી થયા શીતાજી રૂપ રતન,
રૂદ્ર તજી તમે કોહોને છછો છો પુછ્યું એમ દશરથ નદન;

## ઝુલ.

પારવતીજી પાછા ફરીયા.
શંકર પાશે આવી ઠરીયા,
ગાન ભંગ થઈને ઊચરીયા;
માફ કરો તમ વચન ઊવેખ્યું કહે હરકીશન ભોલા કાવ્યા; કરી. ૪

## છંદ ૧૬

દશરથ નંદન જગત વંદન ભગત વાત્સળ છો પ્રતીપાળ,
તારક મંત્ર છે નામ તમારૂં અધમ ઓધારણ દીન દયાળ;
પાંચ વરશના દ્રુજી બાળક અપરમાતાના કઠણ વચન,
શુણી વનમાં જઇ તપ કીધું. આપે આવ્યા ત્યાં થઇ પરશન;

આપ્યું રાજને વહાલવ આપ્યો દયા કરી તમે જુગજીવન,
અંતે પદ અવીચળ આપ્યું જોઇ રહી શારી જગતન;
ભીડ પડે જ્યાં ભગતોને ત્યાં જઇ આપે સેતા શંભાળ.

તારક૦ ૧

રામ સ્વરૂપે શીતા વીયોગે ગયા કરણા વેણીને તીર,
સ્નાન કરીને આગળ ચાલ્યા બેઠો કબંધ ત્યાં નવીન શરીર;
જોજન એકમાં હાથ લંબાવ્યા ગયું પેટમાં પેશીશોર,
ચરણ વીતાનો હાથે શમેટ્યા ઘેરયા રામ લક્ષમણ બે વીર;
બાણ મેહેલી બન્યો કર કાપ્યા દીવ્ય દેહ થઇ ગયો તતકાળ,

તારક૦ ૨

નમો નમો નારાયણ આપે કહે કબંધ શાંભળજો ઇશ,
ઘણા દહાડાથી વાટ જોતો તો કર્યો મુક્ત મુને દેવાંધીશ;
રશામુખપર શાથ શુગ્રીવનો જા વનમે ત્યાં દક્ષણ દીશ.
કરજો મીત્રાઇ કામજ થાશે કહી ગયો વઇકુંઠે નામી શીશ;
રામ લક્ષ્મણ આગળ ચાલ્યા મેલવવા શીતાની ભાળ.

તારક૦ ૩

શવરી ભીલડી રેહેતી વનમાં પરમ પવીત્ર જેનું મન,
સ્મરણ કરે નીત રામચંદ્રનું પ્રેમ ભગ્તીમાં રહી મગન;
બેઠી રાહ જોતી રઘુવીરની આવ્યા રામ શવરી ભોવન,
ફળ મીઠા જોઇ રાખેલા કહે હરકીશન કરીયા ભોજન,
આપી મુકતી શવરીબાઇને દીવ્ય દેહ થઇ ઝાક ઝમાલ. તા૦ ૪

## છંદ. ૧૭.

આપી મુક્તી શવરીને ચાલ્યા આવ્યા પંપા શરોવર તીર,
પોઢ્યા રામને બેઠા લક્ષ્મણ આવ્યા ત્યાં હનુમંતા વીર;
વડ છાંયા તળે ભ્રાતજ બન્યો હનુમંત ઉપર ચડીઆ,
કરવા પરીક્ષા રામચંદ્રની ડાલે ડાલે કાહાડે હડીઆ;
વજ્ર કછોટો કનક કોપીન કટીલંક રહી અકડીઆ,
કહે રામ તમે જુવો શુમીત્રી કપી ચેસ્ટા બહુ ફુકડીઆ;
વંકા સ્વરૂપને ચાલ છે વંકી લાંબું પુછ રચ્યું ઝુકી શીર.
પોઢ્યા૦ ૧

શુણ્યું કપીવર મનમાં શમજ્યા મુજ માતાએ કહુ વચન,
કોપીન કછોટો જે ઓળખશે જાણી લેજે દશરથના તન;
કરજે સ્વામીને દાસ થજે તું કરજે શેવા રાખી સુધ મન;
માહા દયાળુ રામચંદ્રજી તુજ ઉપર થાશે પરશન
વચન માતનુ શાશ ચડાવ્યું જોઈ કેહેવાછે બેહુ રઘુવીર પોઢ્યા. ૨

નાખી શાખા વડની ભાંગીને લક્ષ્મણે કીધી છેદન
ત્યારે પંચ પરવતને ઊંચકી લઇ આવ્યા અંજની નંદન;
રામે બાણથી ગીરી ઉડાડયા બાંણે મારૂતી ભમે ગગન,
મલ્યા વાયુ ત્યાં મારૂતીને સુણ પુત્ર એ જગતવંદન;
શુધ મનથી શેવા કરજે રહે જે હુકમમાં થઇને થીર પોઢ્યા. ૩

પાએ લાગી શ્રી રામચંદ્રને કહે મારૂતી રાખો શરણ
દયા રાખજો દાશની ઉપર કહ્યું કરગરી નારાયણ;
ગરભ શંભૂત ચર હમારો અંજની ઉદરમા રહ્યો પુરણ

તેથી બળમા થાશો જાદે સુણી મારૂતી પડયા ચરણ
કહે હરકીશન કરી વીનંતી તમ અરપણ આ મુજ શરીર પોઢયા ૪

## છંદ ૧૮.

મંગળ રૂપ શ્રી રામ લક્ષમણ ધનુશ ધારી મહા બળવંતા,
પંપાશરની પાસે આવી વીનતી કરી કહે હનુમંતા;
રશીમુખ ગીરીપર શુગ્રીવ રહયો લઇ પોતાનો શાથ
વાલી મોટો ભ્રાતજ હેનો નગરી કીસ્કંધાનો નાથ;
લીધુ રાજને સ્ત્રી લીધી લડયા બેહુ બાહુ બાથમ બાથ,
હારયો શુગ્રીવ નાઠો ત્યાંથી રહો ગીરી થઇ ગયો અનાથ;
બેમાં વેર થયું છે ધાડું એક એકના દીલમા ખટકંતા પંપા ૧

પાએ નમીને કહે મારૂતી મુજ વચન સાંભલો માહારાજ
શુગ્રીવસુ તમે કરો મીત્રાઇ એથી શરશે આપાણું કાજ;
વાલી ભયથી એ રહયો ગીરીપર શરવ કપીને શીર એ તાજ
અભય વરદાન આપો કરો પોતાનો કહું છઉં આજ,
રામ કહે મહા બળીઓ સુગ્રીવ ભયથી આવ્યા કેમ શટકંતા;
પંપા. ૨

રામ કહે તમે સુણો મારૂતી માહાબળીયાએ શુગ્રીવ વીર,
વાલી શાથે કેમ વેર બંધાયું કહો વ્રતાંત મન રાખી ધીર;
પુર્વે તણું વૃતાંત બેહુનું વીસ્તારી કહું નામી શીર,
સુણી રામ કહે મેલ્લવ શુગ્રીવ તેડી લાવ કરી તતબીર,
શુણી મારૂતી રશીમુખપર આવ્યા કુદાકડો મારતાં પંપા ૩

કહે મારૂતી શુગ્રીવ ચાલો વીશ્વપતી આવ્યા છે રામ,

કરો મીત્રાઇ શુધ ભાવથી એથી આપણુ શરશે કામ;
શારટાંગ નમીયા શુગ્રીવ આવી મુકયો હાથ શીર આપી હામ,
કપી શર્વે મંડપ કરી બેઠા ખુશી થયા છે શ્રી ઘનસ્યામ;
નલ નીલ જાંબુવાન શુગ્રીવ હનુમાન ફાંકડા દીશંતા પંપા. ૪
પ્રગટ કરયો વંન્હી મારૂતી રામ શુગ્રીવ બેઠા બે પાશ,
વન્હી શાક્ષીયે કરી મીત્રાઇ એક એકની પુરવા આશ;
રામ કહે સ્ત્રી રાજ અપાવું વાલી મારીને કરવો નાશ,
શુગ્રીવ કહે હું શોધ મંગાવી લાવી શીતા આપું તમદાશ;
કહે હરકીશન બંન્યો બંધાયા રામ શુગ્રીવ ગેહુ શતવંતા, પંપા. ૫

## છંદ ૧૯

તજી વીશયવાશના ગુરૂ જ્ઞાન દીલ રાખો હરી ભજન અમૃત
રશ મુખથી ચાખો,
શત શંગતમા હેત કરીને રેહેવું તજી માન ઇરશા જુઠવેણ નહી
કેહેવું;
સત્ય મારગ ચાલી અશત્ય કામ તજી દેવું અશત્યે થાય છે નાશ
વીચારી લેવુ,

## ઝુલ.

થયા પ્રગટ રામ મહારાજે સેવકના કરવા કાજે કરયા દુસ્ટો
મારીને પ્રાજે

## રેક્તો.

કે રામ લક્ષ્મણ શુગ્રીવ શાથ શહુ આવ્યાજી, આવ્યાજી
કે રચ્યો મંડપ રૂડો તે માહે રામ પધરાવ્યાજી પધરાવ્યાજી;
કે વાલીને મારૂ એમ વચન રામ મુખ લાવ્યાજી લાવ્યાજી,
કહે શુગ્રીવ શાતે તાડ વીંધીને નાખો તો મરશે વાલી સત્ય;
વચન મુજ દાખો
તજી વીશય વાશના ગુરૂ જ્ઞાન દીલ રાખો હરી ભજન અમ્રત
રશ મુખથી ચાખો, ૧
શુગ્રીવના મુખની વાણી સાંભળી લીધી રામે મેહેલી બાંણ
શાતે તાડ નાંખ્યા વીંધી,
જઈ લડો વાલી શંઘાત આજ્ઞા દીધી જઈ શુગ્રીવે કીસ્કંધા
ગર્જના કીધી.

## ઝુલ.

આવ્યો વાલી કરી ખંખારો કર્યો સુગ્રીવપર ધશારો મહાબળ
થી ચલાવ્યો મારો,

## રેક્તો.

કે ભ્રાત બન્યો લડવામાં છે બહુ બળીઆજી બળીઆજી,
કે શામ શામી મલ જુધ કરે પાછા નહી વળીઆજી વળીઆજી;
કે કંઠે વીજય માલથી વાલી રણે ઉછળીઆજી ઉછળીઆજી,
વાલી કહે બંધુ કાંહાથી આવી તુંને પાંખો કોહાના બળથી
લડવા આવ્યા વચન મુખ ભાખો;

તજી વીશય વાશના ગુરૂ જ્ઞાન દીલ રાખો હરી ભજન અમૃત
રશ મુખથી ચાખો. ૨
વાલીરાગે બહુ ક્રોધ કરી ગડગડીઆ લઇ ગદાને સુગ્રીવ ઉપર
તુટી પડીઆ,
લડે શુગ્રીવ વાલી શંઘાત જુધે બેહુ અડીયા પડયો શુગ્રીવ
રણમાં મારે ઘણા તરફડીઆ;

## જુદ્ધ.

જુવે રામ ઝાહાડને ઓથે. પડયા શુગ્રીવ થઇને પોથે માર્યું બાણ
વાલીની પડીશોથે,

## રેકુતો.

કે આવ્યા રામ વાલીની પાશ દીધુ દરશનેજી દરશનેજી,
કે કહે વાળી કીધો અધરમ મધુ શુદનજી શુદનેજી;
કે કહે રામ અધરમ ન કરૂ શુણો વચનેજી વચનેજી,
કનીષ્ટ બંધુ સ્ત્રી રમા નીરખી ભરી આંખો તેં રાખી પ્રેમથી
ગુન્હા કરી જાણે લાખો;
તજી વીશય વાશના ગુરૂ જ્ઞાન દીલ રાખો હરી ભજન અમ્રત,
રશ મુખથી ચાખો. ૩
કહે રામ કરૂ શજીવન હોય તુજ મરજી કહે વાલી તમારો દાશ
મુકતીનો ગરજી,
પુત્ર અંગદને યુવરાજ બક્ષો ઇશ્વરજી કહી ગયો વઇકુંઠે પ્રશન
શીતા વરજી,

## ગુલ

વાલી શત્ય રહો નીયમ મે રહો શદા મગન ગુર ગમમે નહી પાવ
ધરો અધરમમેં

## રેકુતો.

કે મુકતી દાતા શ્રી રામ પ્રેમથી ભજવાજી ભજવાજી,
કે ગૃહી વચન ગુરના રૂડે દુરીજન તજવાજી તજવાજી.
કે અશત્યના કડવા ફળ મીઠા ન શમજવાજી શમજવાજી.
કહે હરકીશન અશત્યે થાય નર ઝાંખો શત્ય આધારે શંશાર
ચાલે છે આખો,
તજી વીશય વાશના ગુરૂ જ્ઞાન દીલ રાખો હરી ભજન અમૃત
રશ મુખથી ચાખો. ૪

## છંદ. ૨૦

ભગત વશ્શલ ભવ ભય હારી રહયા;રસીમુખ પરવત દીલ ખટકે
શીતા નારી,
રહ્યા અંગદ આગ્નાકારી આપ્યું રાજ શ્રી શુગ્રીવને વાલી
વાંદર મારી;
શુગ્રીવ રહ્યા મનમાં વીચારી કરવી શોધ માહારે વચન રૂદે ધારી.
રામ શું કરી મીત્રાચારી. રહ્યા૦ ૧
કપી શેન્યા તઇઆર કીધી લાવો શોધ શીતાની શુગ્રીવે
આગ્ના દીધી,

ફર્યા દેશ વીદેશ તપાશ કીધી શીતા શોધ ન લાગી આવી કહી
શગલી વીધી;
શુગ્રીવે રાખી તપાશ જારી. રહા૦ ૨

શુગ્રીવ મન કરતા બહુ ચીંતા તેડયા નલ નીલ જાંબુવાન
અંજની શુત હનુમંતા.
દક્ષણુ દીશ જુવો બળવંતા કાહાડો શોધ શીતાની તમે છો બહુ
કલાવંતા;
કામ છે કઠણુ ઘણું ભારી. રહા૦ ૩

કહે હનુમંતા શીશ નામી કેમ ઓળખાયે શીતા આપો એંધાણી
સ્વામી,
આપી અંગુઠી ગરૂડા ગામી; કંદ્રપ રૂપ શુવાશ રટણુ મુજ મુખ
પર રહે ઝામી;
મારૂતીએ કરી તઇઆરી. રહા૦ ૪

નલ નીલ જાંબુવાન બલીયા વાલી પુત્ર અંગદ મારૂતી સૌ
પંથે પલીયા,
દક્ષીણુ દીશા ભણી વળીયા વન ઉપવન ગીરી ગુફા જોતા એક
બ્રહ્મ રાક્ષસ મળીઆ;
અંગદે નાંખ્યો ઓઘારી૦ રહા૦ ૫

ચાલતા ગુફા એક આવી પેઠા અંદર ખેચરી શુપ્રભા દેવ
કન્યા કાવી,
વૃતાંત પોતાનું દરશાવી આવી રામની પાશ રહી શીર ચરણે
નમાવી.
શીંધુ તીર ગયા હીંમત હારી. રહા૦ ૬

## છંદ ૨૧

સીંધુ તીર કપી શાથજ આવ્યો હીંમત ગઇ ભાંગી રામ
રામહીં;
કહે મારૂતી દેહ તજુ નહી ભાલ હાથ લાગી
જાઉ પાછો શું મુખ દેખાડુ અગન ચીતા ખડકી; રામ રામ
પડયા રામનું નામ લઇ નહી આંચ અંગે અડકી
રીછપતી કહે ભગ્તી ન કોઇની તમ શમો વડ કી; રામ રામ
શોધ સીતાની જડશે તમને રહી છે રૂદીએ અડકી

## સાખી.

હેવે શંપાતી આવીયો જટાયુ કેરો ભ્રાત
વ્રતાંત કહ્યું શઉ મારૂતીયે તુજ બંધુની રાવણે કરી ધાત,
રૂદન કરે શંપાતી અરે મુજ ભ્રાતે દેહ ત્યાગી; કહે. ૧
ગીધ પક્ષી શંપાતી બોલ્યો સુણો હનુમંતા; રામ રામ,
શત જોજન સીંધુના બેટમાં રાવણુ રાય બલવંતા;
અશોક વનમાં સીતા રાખ્યા કરે ઘણી ચીંતા; રામ રામ,
એશો પીઠપર પોંહોચાડી દઉ નહી રહો વલખંતા;

## સાખી.

કપી શાથ સરવે વીચાર કરે એથી અપકીરતી આપણી થાય,
આપ બલેથી શોધ કરવી શાહાય થાશે શ્રી રઘુરાય;

મહેદ્રગીરીપર ચડયાં મારૂતી આજ્ઞા શકુની માગી; કહે. ૧
કરી ગર્જના કુદયા મારૂતી વાયુ વેગે પલીયા; રામ રામ,
ધ્રુજી ધરા ગીરી ગઓ પાતાલે બળથી ઉછલીયા;
સીંહીકા રાહુની માતા આવી મારૂતી ગલીયા, રામ રામ,
ઉદર ફાડયું બળે કરીને બાહેર નીકલીયા.

## સાખી

મરણ પામી સીંહકા રાક્ષશી મારૂતી ઉડતા આકાશે જાય,
લંકા દેવી આવી આડીપડી પગ પ્રાંહારથી ઉરાડી નાંખી લંકા
માંય;
પડી પૃથ્વી તન થયું ચુરણ અંગ વેદના જાગી કહે૦ ૩
પડયા મારૂતી લંકા ખભલ્યું દશાનન ડરીયો; રામ રામ.
કરવા નગ્ર રક્ષા કહ્યા ભગનીને હુકમ કરીયો;
તેણે આવીને ગળ્યા મારૂતી પ્રાણ તેના હરીયો, રામ રામ,
રામ કૃપાએ સીંધુ ઓલંગ્યો લંકા પાવધરીયો.

## સાખી.

રાત્રી થઇ છે તે સમે પુરમાં સીતા શોધતા જાયે,
શુક્ષમ રૂપ ધરી ફરતા ફરતા આવ્યા ઇંદ્રજીતનો મેહેલ છે ત્યાંહે
કહે હરકીશન ઇંદ્રજીત મહા બળીઆ અથાગી, કહે. ૪

## છંદ. ૨૨

સુણો કહુ સ્વામી ઓ માહારારે ઇંદ્રજીત પ્રાણ પીયારારે,
શુક્ષમ રૂપે સુણે મારૂતી રાખી હઇયામાં ધીર;
શેશ કન્યા સુલોચના બોલી મુજ નણદીના વીર. શુણો. ૧

ઓ સ્વામી તમારા પીતાજીએ કર્યો મોટો અધરમ,
રામચંદ્રની સતી સીતા હરી લાવ્યા ન લાગી શરમ, શુણો. ૨

કરી કુદ્રસ્ટી પરસ્ત્રીપર પાપે થાશે વીનાશ,
એ અભીલાશથી કુલ સહીત મેહેલો જીવ્યાની આશ; શુણો. ૩

જે શાધુ જનનો દવેશ કરે ગુરૂ આજ્ઞાનો ભંગ
કરે તીરસ્કાર માત પીતાને પરસ્ત્રીનો શંગ; શુણો. ૪

બ્રહ્મત્વ હરણ કરે બ્રાહ્મણનું શદગ્રંથનો કરે ઉછેદ,
હરી હરનું જે ચરીત્ર નીંદે તે પાપીને થાશે ખેદ, સુણો. ૫

હેવા પાપીનું મરણ વેહેલું અપજશનો નહી પાર,
જગત લોક તેહેની નીંદા કરશે આખરે જમનો માર. શુણો ૬

હું સતી તમારી આજ્ઞાકારી બોલતા આવે લાજ,
રૂડું ઇછુ છું સ્વામી તમારૂં છો મુજ શીરના તાજ. શુણો૦ ૭

બુદ્ધી માહારી પગ પાનીયે તમે ચતુર શુજાણ,
એવું તેવું બોલાયું જે મુખથી માંગુ મારી માહારા પ્રાણ.
શુણો૦ ૮

શુણો કહુ શેશની કન્યારે તમે નથી કીધો એ અન્યારે,
ઇંદ્રજીત કહે પ્રાણ પ્યારી તેં શાચુ કહ્યું છે વચન;
ધર્મ ન્યાયને વીવેક છુટયો હું શમજી રયો છું મન. શુણો૦ ૧
શતી ધર્મના જાણ તમે છો પાલો છો ધર્મ આચાર,
શતી એ વાક્ય મુખે જે કાહાડયું તે પાછુ ફરે ન લગાર.
શુણો૦ ૨
જેવા તેવા પણ પીતાએ માહારા મુજથી નહી બોલાય.
અન્ય હોય તો હું નવ શાખું કરૂ તેહને શીક્ષાય. શુણો૦ ૩
પીતા પ્રત્યે શું ધર્મ પુત્રનો જુવો વીચારી ન્યાય.
તે માટે શુણ શતી જે કાંઇ ભાવી હશે તે થાય. શુણો૦ ૪
શુખ દુઃખ શર્વ કર્મ અનુશારે ભોગવવા ઠેરે ઠેર,
જેવું કર્મ હોય જીવતણું તેવા કામની કરે તે પેર. શુણો૦ ૫
અદ્રસ્ય થઇને શુણે મારૂતી કરે મન વીચાર,
રૂપ ગુણને લક્ષણ પુરા શતી શીરોમણી એ નાર. શુણો૦ ૬
આગલ ચાલતા વીભીક્ષણનું જોઇ લીધું ભોવન,
ત્યાં થઇ કુંભ કરણનું જોયું આવ્યા જ્યાં દશાનન શુણો૦ ૭
રાણી મંદોદરી રાવણ બંન્યો કરી રહયા છે સહયન
ઝબકી ઉઠી કહે સ્વામી ઓ માહારા મુને આવ્યું ઘોર શુપન
શુણો૦ ૮

સતી મંદોદરી રાણીરે દીન થઇ બોલે છે વાણીરે,
સ્વામી સીતાને પાછી આપો મેહેલોની હઠ તમામ;
માન શુકન થયા સ્વપનામાં નમી કરૂ પરણામ સતી૦ ૧
માહા બળીયો એક વાનર આવ્યો મારયો અક્ષય કુમાર

વન સઘળું તેણે મેલ્યું ઉજાડી બાલી લંકા થયો હાહાકાર
સતી૦ ૨

શેન્યા લઇ પછે રામજી આવ્યા કીધો કુલ શહીત શંહાર
સુવા તમે કુંભકર્ણ ઇંદ્રજીત સ્વામી કરોને વીચાર સતી ૩

સતી સીતાને લઇ કરી જઇ આપીને લાગો પાય,
શરણ રેહેજો દાશ થઇ દયા કરશે શ્રી રઘુરાય; સતી૦ ૪

તે માટે માહારે કેહેવું પડે છે એ રામ છે પુરણ બ્રંહ્મ
શકતી સ્વરૂપ એ સીતાને જાણો કહયો તમુને મરંમ સતી૦ ૫

તમે જાણ્યું ત્રઇ લોક ઝીત્યું પણ નહી ઝીતાયે રામ,
પર સ્ત્રી અભીલાશ તણી તમે મુકી દયો સઘળી હામ સતી૦ ૬

કહો તો હું જાવું રામની પાશે રાખી લેશે તે શરણ,
મહા દયાળુ સીતા પતી સ્તુતી કરી ઉગારૂ મરણ સતી ૮

આગ્ના આપો ઓ સ્વામી માહારા કહું કરગરી મુકીમાન,
જગતપતીએ રામની પાશે લાવું માગી હેવા તન દાન; સતી૦ ૯

કહે રાવણ ન માનું રે નથી કાંઇ મુને એ છાનું રે,
હશીત વદને બોલ્યો શતી શું એ શું બોલ્યા તમે બોલ;
મરણ કોઇને મુકે નહી કરો દીલ શંધાતે તોલ, કહે૦ ૧
માટે કામની ચીંતા તજો જે થવાનું હોય તે થાય,
લક્ષમી રૂપ એ રામની રાણી નહી આપુ શીતાય. કહે૦ ૨
નીચ ઉંચ રંકને રાજા જે જે ભોગવે ભોગ,
પુર્વ કર્મ અનુશારે કરી આવે તેહને તેવો જોગ૦ કહે૦ ૩
કુંભ કર્ણ ભ્રાત માહા બલીઓ શમુદ્ર મોટી ખાહી,

ઇંદ્રજીત ન ઝીતાય કોઇથી ન જાય મુંને કોઇ વાહી. કહે૦ ૪
અનંત પુત્રો છે શુરા પુરા થાય નહી મુજ હાર,
વચન કહયા હંકારના હેવા તે શુણ્યું વાયુ કુમાર. કહે૦ ૫
રાવણે દાશી જોવા મોકલી શીતાને અશોક વન,
પાછળ મારૂતી જઇ તરૂ ચડયા જ્યાં શીતા કરે રૂદન. કહે૦ ૬
પંચ કોટી રક્ષકની વચમાં બેઠા શીતા તરૂની છાય,
રામ નામ મુખપર રહયું અંગે મૃગમદ વાશનાય. કહે૦ ૭
મુખ શુગંધ કપુરવંતી કંદ્રપ શરખી કાય,
કહે હરકીશન દષ્ટાંટ મલ્યા નાંખી મુદ્રીકા કપીરાય. કહે૦ ૮

## છંદ. ૨૩

જોઇ મુદ્રીકા સીતા માત હરખ વાપ્યો તંનમા,
વીરા કોહો તમે મુજને વાત દુઃખી છું આ વનમાં,
તમે દીશો છો વનચર જાત કયાથી તમે આવીયા;
છો જાતે કે કોઇ સંઘાત શદેશો શો લાવીયા,
આ અંગુઠી હતી સ્વામી પાશ કયાંથી તમને મલી;
કરો વાત ખરી પ્રકાશ પુછુંછું વલી વલી,
બોલ્યા મારૂતી ધરી ધીર શુણો માતા તમે;
મુને મોકલયો શ્રી રઘુવીર શોધને આવ્યા હમે,
છે કુશલ લક્ષમણ રામ રશીમુખપર રહ્યા,
કહે શેવક કરી પરણામ રામ રૂદીયે રહયા; ૧
શુણી મારૂતીના વચન સીતા હરખ્યા ઘણું,
કયારે આવશે દશરથ તંન દુખ વીયોગ તણું;

બોલ્યા મારૂતી જોડી હાથ દાશ હું છું રામનો
પાલુ હુકમ થઇ હું અનાથ ચાકર બીન દામનો;
આપી મુંદ્રીકા નીશાની કાજ ધીરજ મનમાં ધરો,
થોડે દાહાડે આવશે માહારાજ ચિંતા તમે પરહરો;
કરશુ શેન્ય કપી બલવાન જુધને કારણે,
નલ નીલને જાંબુવાન શુગ્રીવ લડશે રણે;
વલી અંગદની બહુ હાંમ પુત્ર વાલી કહયા,
કહે શેવક કરી પરણાંમ રામ રૂદીયે રહયા. ૨

કહે શીતા કપીનો શાથ તમે શું લડી જાણો,
બીડો બલીયા સાથે બાથ ખોટી હીંમત આણો;
શુણી મારૂતી થયા પ્રચંડ સ્વરૂપ બીહામણું,
હું દેવું રાવણને દંડ આગ્ના હોય તો હણું;
નાખું લંકા શાગર માંહે નદી વહે રૂધીરની,
પણ નથી મુને આગ્ના સ્વામી રઘુવીરની;
એ માતાજી લાગી ભુખ જુકતી કાંઇ ખાવા તણી,
ત્યારે વઇદેહી બોલ્યા મુખ પડયા ફલ લ્યો વણી;
કહે મારૂતી થયું કામ દુઃખતો દુર ગયા,
કહે શેવક કરી પ્રણામ રામ રૂદીયે રહયા. ૩

વૃક્ષો ઉખેડયા કરી બલ પછાડયા પૃથ્વી પરે,
પડયા પાકા પાકા ફલ લઇ મુખમાં ધરે;
મેહેલ્યું ઉજાડી સઘલું વન ભયંકર થઇ રહ્યું,
રક્ષકે જઇ કરી નમન વૃતાંત શર્વે કહ્યું;
મોકલ્યા રાવણે અશુર અનંત કપીને મારવા,

તેની શામા લડયા હનુમંત માંડયા સૌ શહારવા;
મારયો પુત્ર અક્ષય કુમાર શાથ બીજો શાતને,
જાંબુ માલી મુવો થઇ હાર જાણી તે વાતને;
ઇંદ્રજીત જઇ કરો સગ્રામ કપી બાંધી લાવો હયાં,
કહે શેવક કરી પરણામ રામ રૂદીયે રહયા. ૪

## છંદ. ૨૪.

ચડે ઇંદ્રજીત ઉમંગે ચલે અશુર શેન્યલે શગે,
બાજે ભેરી નાદ મૃદગે અશોકવંન મચાયા જંગે;
ઇંદ્રજીત ઓર લડે મારૂતી રણુમે જોધા શુરા,
માહા બલીયા અંજની શુતે કરી અશુર શેન્યા ચુરા;
અશુર શાંગ લીયે મારૂતી રથ સારથી કીયે પુરા,
નાઠે ઇંદ્રજીત છુપે ગુફામે હાલ હો ગયે બુરા;

## જુલ.

રાવણુને સુણુ લીયે બાતે કીયે કપીને મહા ઉતપાતે,
તુમ શુનો બ્રહ્મા જગતાતે;
તમે જાવોને રણુમે જાતેરે કપી જકડો શારે અંગે
અશોકવન કરડાલા ભંગે
બાજે ભેરી નાદ મૃંદંગે અશોકવન મચાયા જંગે૦ ૧
બ્રહ્મા બનમે આકર કહેતે શુનો કપી બલવંતા,
મેરે વચનશે બંધાના આપે રામ દુત હનુમંતા;

આના રાવણકી શભા કે અંદર નહી ધરના દીલ ચંતા,
બલ આપકા પીછે દેખાના તુમ હો અકલવંતા.

## ઝુલ.

બ્રહ્માજીને પાશજ મેહેલે બાંધલીયા કપીરાગકે ચેલે,
મેરૂલે અજ્ઞ અશુર શબ ભેલે;
અંગ વજ્ર નહી લગેલેરે લાય શભામે બીરબજરંગે,
દેખ રાવણ હો ગયે ડંગે બાજે ભેરી નાદ મૃદંગે અશોક વન
મચાયા જંગે. ૨

મહા ક્રોધશે ભમર ચડાહે નેણુ હો ગયે રાતા,
ત્યારે અંગ બધા કર પાશકુ તોડે હનુમંત મદમાતા;
પુછા શનકર બેઠે શભામે રાવણ પુછતા બાતા,
કહે શચ્ચા તું દુત હે કીનકા કાંહાશે આયે કપી જાતા;

## ઝુલ.

કહે કપીમે અંજની શુતા સ્વામી રઘુવીર કેહુ દુતા,
તેરે ચલણ મેરે દીલમે ખુંતા;
તુજે કરૂ શીક્ષા મજબુતારે તુને કીયા કામ કઢંગે;
તું પાપી બડા અથંગે બાજે ભેરી નાદ મ્રદંગે. અશોકવન
મચાયા જંગે૦ ૩

થોડે દીનમે સ્વામી મેરે આય કાટ ડાલેગે તેરે શીશે,
જાના રાવણુને વજ્રદેહી નહી કરની ઇનશે રીશે;

મીઠી જબાનશે બોલે રાવણ મરણ તેરા કહે કીશે,
કપી કહે મેરે જીવન પુછમે શુણજા લંકાધીશે;

## ઝુલ.

બાંધે પુંછ મીલ અશુર શારા જયું બાંધે યું બધે બધારા,
બાંધે ગોદડે અપરંમ પારા ચેતા વંન્હી વરશે અંગારારે;
કપી કુદા માર છલંગે હરકીશન રખના રંગે,
બાજે ભેરી નાદ મૃદંગે અશોકવન મચાયા જંગે૦ ૪

## છંદ. ૨૫.

બેઠે શીંહાશન રાવણ રાજા ઇંદ્રજીત બ્રહ્મા આએ,
બંધન કરકે કરકે અંજની કે શુતકુલાએ;
દેખ રાવનને ગુસ્સા કીયાહે કહે કપી કાહાશે આયા,
કપી કહે તે કરૂં શીક્ષા તુજ મેરે મન ભાયા,
અંગ પુસ્ટ કર બંધન તોડે પુછા શન કર ગોઠવાયા;

## સેર

મીઠી જબાશે રાવન પૂછે કહે ભાઇ તેરા કીશ તરેહશે
હોવે મરન
કપી કહે મેરે જીવન હે પુછમે જો લગાવે પુછ કે ઉપર
અગંન
સુન રાવંનને મંગવાએ ગોદડે તેલમે ડબોએ બાંધે કરકે
જતન

જ્યું બાંધેયું પુછ લંબાયા રામકે દુત અંજની કે નંદન.

## ગજલ.

થકે અશુર બાંધ તે અગન ચેતાય રહા
નહી ચેતા અગંન ચેતાને રાવન આએ રહા
કપીને વેદ જાત વાયુ મંત્ર ચલાય રહા,
અણુ ચીંતા હુવા ભડકા દાહાડી પુંછ જલાય રહા;

## લાવણી.

પ્રગટે જવાલા કરતા શબ નાશમ નાશા,
માર છલંગ કપી જાય બેડા રાવણ અવાશા;
લાગી લહાય મેહેલમે શબ જગ વરતે ત્રાશા,
રાણીયો મારે પોકાર ધાવો શબ દાશા;
જલે મેડી ઓર મદીર ઝરૂખા અગન ચોતરફ ફેલાએ. બાંધ૦ ૧

ગુસ્સા કરકે ગાજે કપીવર માર તલપ કર રહા કુદકાર,
ફીર જગે જગ જગે જગ પ્રગટે જવાલશે હુવા પોકાર;
બાલક ત્રાશે અસ્ત્રી નાશે અશુર ગભરાતા હે અપાર,
જલે અગનશે અગનશે રાચ રચીલા ભરા ભંડાર;

## શેર.

જાન બચાકર ભાગે અશુર અગન ઝાલકે આગે નહી ટકાયજી,
પવન અગની ઝપટ માર રહા લગ રહી લહાય લંકાકે માંહેજી;

ભુવન ટુટે કચર ઘાણુ હુવે રાવણી અગાશી રહી જુમીપે ગીરાયજી;
દેખ દેખ ટલવલતે અશુર રોરો કર મુખશે કહેતા હાયજી;

## ગજલ.

કપીને કીયા કેર શારા શેહેર હલાદીયા.
ધાતુમણી વસ્ત્ર અલંકાર જલાદીયા;
દુઃખી હુવે રાવણુ કપીને અકલાદીયા,
બચે હરી કે જન હરીમે મન મીલા દીયા;

## લાવણી.

હુઇ ખબર સીતાને મારૂતી કું જલાતા
જઠરા અગ્નીકું પુછા શખીએ બાતા;
કહેતા અગ્ની તુંમ રખલો દીલમે શાતા,
હનુમંત શલામત રહે જગ વીખ્યાતા;
શુનકે બચન જઠરા અગની કે સીતાજી
દીલમે હરખાગે બંધ૦ ૨

ત્રણુ ભાગકી લંકા જલાઇ ફીરે પીછે હનુમંતા બીર
આકે પડા સાગરમે શાગરમે લગા બુજાને પુંછ શરીર,
જલ કે જંતુ દુખી દેખકે જલનીધી બોલે ધરબીર;
મતું બાહાર રહોને રહોને મેરી જોાશે છાંડું નીર.

## શેર.

બચન માનકે સીધુ તીર બેઠે છોલશી પુંછ અંગ બુજાયજી,
ઉશ વખત લેલાટે હુવે પશીને ઉશકે બીંદુ પડે શાગરકે માયજી
મછલીયે બીંદુ ગલી લીયાહે રહા ગરભ ઉદરમે પોશાયજી,
ઓ ગરભશે મકરધ્વજ હુવે શો મારૂતી પુત્ર કેલાયજી

## ગજલ

શાંત હુવે મારૂતી બ્રહ્મા પાશ આયાહે,
શમાચાર લંકાકે ઉશકી પાશકી પાશ લીખાયાહે;
વ્હાંશે ચલકે સીતાજીને શીશ નમાયાહે,
રજા દીજે માતા કાયકુ દેર લગાયાહે;

## લાવણી.

બોલે સીતા પતી વીયોગ દુખ હે ભારી,
વલી તુંમ જાનેશે હોયગા દુખ અપારી;
કપી કહેતા રહો શાંત જનક કુમારી,
થોડે દીનમે આયગે રામ ધનુશકુ ધારી;
કુલ શહીત ઓ મારે રાવનકું જાયગા તમકુ લેકે
છોડાયે બંધ૦ ૩

સીતાજીકુ મીલકે મારૂતી પ્રચંડરૂપ ધર મારી છલંગ,
શાગર બોળંગા ઓલંગા ગીરે મહેંદ્રગીરીકે શંગ

નલ નીલ જાંમ્બુવાન અંગદ જોતા વાટ ન આયે બજરંગ,
ઝટ આયા મારૂતી મારૂતી શબકે શાથ ભેટાએ અંગ.

## શેર.

મીલકે કપી જુંથ બ્હાંશે આયે રશીમુખ ગીરીપર બીરાજે રામજી,
દેખ કે રામ આદે હુવે ખડે શબ કપીયોને કીયે શલામજી,
પુછતા રામ મારૂતીને તુંમ કયા કરકે આયા કામજી;
બ્રહ્માકી પાશ લીખા લાયા થાશો દીયા મારૂતીને કરકે પ્રણામજી

## ગજલ

બાંચા પત્ર મારૂતીકા બડા કામ કીયા,
વાડી ઉજાડી લંકા બાલી જુગમે નામ કીયા;
ધીરજ દીની શીતાકું આયે રાજી રામ કીયા,
માના હુકમ શોધલાયા નહી હરામ કીયા,

## લાવણી.

બોલા રામ મારૂતી તુંને શાબાશે,
ન હોવે કીશીશે શોકીયા તુને જગ ચાહાશે;
દોઉ કર જોડી કહેતા હરકીશનદાશે,
• હું અલ્પ બુધ્ધી શેવકની પુરજો આશે;
મેહર કરકે શરણુ રખના કર્મ બંધનકુ કટવાએ.

બંધન કરકે૦ ૪

## છંદ ૨૬. હનુમાનની ઉત્પત્તી.

કેશરીની પત્ની અંજનીને થયા નહી કાંઇ પેટે તન,
કરી તપસ્યા શીવની રશી મુખપર કરી આશન;
શાત શહસ્ત્ર વર્શ તપ કીધું શીવે આવી દીધું દરશન.
માગ્યને વરદાન અંજની કર્યું તપ તુજને છે ધન;
મહા બલીષ્ટ પુત્રજ આપો અંજની કહે બહુ કરી નમન,
આપ્યો મંત્ર વાયુનો પશારી હાથ કર વાયુનું સ્મર્ણ;
પ્રશાદ લાવી આપશે તુજને તેનું તું કરજે ભક્ષણ. કરી૦ ૧
અંતર ધ્યાન થયા છે શીવજી ચર લઈ શમડી જાય આકાશ,
લાગી ઝપટ વાયુની નાખ્યો ચર મટ્યો શ્રાપ ગઇ નીજ અવાશ;
પડયો ચર લઈ વાયુદેવે આપ્યો અંજનીને ધરી ઉલાશ,
લઇ નીજ હાથમાં શીવનો મંત્ર ભણીને કીધો ગ્રાસ;
થઇ શગરભી અંજની અંગે ખીલી રહયું નવપલવવન કરી૦ ૨
પ્રગટયો પુત્ર અંજનીને પેટે લાંબુ પુછવાનર હનુંમંત,
થયો તે ભુખ્યો કુદયો શુરજ ફળ લેવા બલવંત;
શુર્યતાપથી બાલક દાઝે કર્યો વીચાર વાયુએ અત્યંત,
મેઘ આકર્સ્યા આવીને બાલ ઉપર રહયો વરશંત;
શુર્ય ગ્રહણથી રાહુએ ગ્રહશીયો મારા ફળનું એ કરે ભોજન. કરી૦ ૩
માર્યું પુછ રાહુને બલથી આવ્યો કેતુ કરીને વ્હાર,
માર્યા બેહુને ગયાતે જઇ સ્વરગે કહ્યા શમાચાર;
આવ્યો ઇંદ્ર અઇરાવત બેશી વાયુપુત્રને માટે માર,
જુધ થયું ત્યાં ક્રોધથી મારે દેવોને વાયુ કુમાર;
ક્રોધ કરી ઇંદ્ર અઇરાવત પટકયો ભુમા કરી મથંન. કરી૦ ૪

ક્રોધ કરીને ઇંદ્રે માર્યું વજ્ર કપીને લાગ્યું શીશ.
મુરછા આવી પડયો ધરણુ લઇ ખોળે વાયુ કરી બહુરીશ;
પાન અપાન વાયુને રૂંધ્યો જગત અકળાઇ રહયું ચોદીશ;
આવ્યા વીસ્નું ત્યા બ્રંહ્મા શીવદેતા આશીશ;
તુજ પુત્રે ઝીત્યા દેવોને મેલી દે વાયુ રૂદંન. કરી૦ ૫

કહે વીસ્તુ મારયો મરે નહીં ઉઠાડીને મુકયો શીર હાથ,
ચીરંજીવી રહે બોલ્યા વીસ્નું એમ વઇકુંઠ નાથ;
શીવ બ્રહ્મા કહે ત્રીશુલ બ્રહ્માસ્ત્ર નવ ચાલે હેના અંગ, શાથ
ઇંદ્ર કહે છે થાઓ વજ્ર દેહ બોલ્યા એમ કપી શંગાથ;
કુબેર કહે યક્ષ રાક્ષશથી અંગ નહીં થાશે છેદન, કરી ૬

વરૂણુ કહે રણમાં યશ મલશે અભંગ શકતી રહે હેની દેહ,
કરમાય નહીં જે માલ કમલની વીસ્વામીત્રે આપી છે તેહ,
તેહ પ્રાણીને યમ ડંડ નહી કરે ભકતી હનુમંતની જેહ;
કાલ ડંડ નહીં એમ યમરાજા બોલ્યા કરી સ્નેહ,
વરદાન આપી દેવ મુનીયો ગયા આપ આપને ભોવન કરી૦ ૭

પાંન અપાન શકલ પ્રાણીનાં ગતી કરવા તે લાગી રહયા,
અંજની ઉછંગમા લોક પાલોએ વાયુ પુત્રને ધરી ગયા;
હનુમાન ઉત્તમ ચરીત્ર યથા શકતી વર્ણવી કહયા,
શુણે ગાયે પ્રેમથી તેના શકલ પદારથ સીધ થયા.
ભકતી કરે જે હનુમંતની જાય મટી શરવે વીઘંન કરી૦ ૮

ગ્રહ પીડે નહી ભૂત નડે નહીં પીશાચ ન આવે શામે,
જંત્ર મંત્રને તંત્ર વીદયાથી દુખ કદી તે નહી પામે;
ચેટક કશુ નહી લાગે તેહેને સુખ રહે હનુમંત નામે,
દયા કરી નીજ સેવક ઉપર શફલ કરો તેના કામે;
ઉતપતી હનુમંત તણીએ શંક્ષેપમા ગાય હરકીશન કરી૦ ૯

## શીવ અને દક્ષનો વીરોધ.

### છંદ. ૨૭.

વીદુર પુછે મૈત્રેય મુનીને સીવ દક્ષને કેમ થયો વીરોધ,
કહો વીસ્તારી વીસ્તારી પ્રેમ કરી મુને આપો બોધ;
કહે મૈત્રેય મુની શુણો ભગતરાજ અધાદય મહીમાં શીવનો જેહ,
શ્રવણ કરેથી કરેથી પાપી પાવન થાએ નીજ દેહ;
પ્રથમ પ્રજા પતીયોના યજ્ઞમાં દેવો રૂશીયો આવ્યા ધરી નેહ,
આવ્યા પાછળથી પાછળથી દક્ષ પ્રજા પતી કહીએ તેહ;

### શેર.

માહા મુની દક્ષ આવતા જોઇ દેવ રૂશીઓ સૌ ઉભા થયા,
બ્રહ્મા શીવ આશંનથી ઉઠયા નહી પણ બ્રહ્માની આજ્ઞા લઇ દક્ષ બેશી ગયા;
અપમાન સમજી દક્ષ પોતા તણું ક્રોધાવેશમાં આવી રહ્યાં,
અપમાન શહન નહી થવાથી શભામાં શીવને કઠણ ઉચ્ચાર કહ્યાં;

## ગજલ.

લાજને ક્રીયા હીણુ એછે ભુત પ્રેતનો પતી,
લોકપાલોના યશનું કલંક ઉન્મત અતી;
અપવીત્રએ વાનર જેવી આંખ્યો શોભતી,
મૃગ બચ્ચા જેવી પુત્રી માહારી આપી મેં શતી;

## લાવણી.

સ્મશાનમાં ફરતો રહે ભભુત અંગ લગાવી,
બ્રહ્માજીના કેવાથી કન્યા પરણાવી;
ન બોલ્યા શીવ દક્ષ ક્રોધ રહ્યા મન લાવી,
કરી શીવ નીંદા હંકાર રહ્યા દરશાવી;
દીધો શ્રાપ યગ્ન ભાગ મલે નહી દક્ષ બોલ્યા એમ કરી બહુ
ક્રોધ. કહો૦ ૨

સભા અંદર શીવ પ્રતીકુલ વરત્યા નહી પણ દીધો શ્રાપ,
લઈ જલ આચમન આચમન ક્રોધ યુકત બોલ્યા ધરી અદાપ;
દેવગણુમાં નીચ આ શીવ છે ભભુતે ચોલી ફરે છે આપ,
માટે ભાગ યજ્ઞનો યજ્ઞનો નહી મળે દક્ષે એમ મારી છાપ;

## શેર.

ના પાડતા રહ્યા સભાશદો પણ દક્ષ ક્રોધા વેશમાં ગયા ઘેર,
શ્રાપ સુણી કોપ્યા નંદીકેશ્વર કહે હવે હું કરૂં દક્ષની પેર;

ક્રોધે રકત લોચન કરી નંદીયે શ્રાપ દીધો દક્ષને તે ઠેર,
દક્ષ વચનને અનુમોદન આપનારને પણ નંદીયે શ્રાપ્યા તે વેર;

## ગજલ

સુધ શરીર શીવનું સમજી જે મુરખે દ્રોહ કર્યો,
તે પરમારથથી વીમુખ થજો એમ નંદી ઓચરયો;
શંશાર આશકતી દક્ષ છે તે કામી નક્કી ઠરયો,
અજામુખ થજો એ દુરવચનથી નહી ડર્યો,

## લાવણી.

દક્ષની શાથ જે અનુશરતા રૂશીજન,
તે આ જગતમાં પામ્યા કરજો જનમ મરણ;
હરદવેશી કર્મ આશકત રહો કહુ વચન,
આ બ્રાહમણ યાચક થઇ ફરો કહે નંદીજન;
શુણી શ્રાપ એ નંદ કેશ્વરનો ભ્રગુએ બ્રહમ ડંડ ચલાવ્યો
અમોઘ કહો ૨

શ્રાપ રૂપી બ્રહ્મ ડંડ ચલાવ્યો ભ્રગુ રૂશીયે કરી ક્રોધ અપાર,
શીવ વૃત ધારણ ધારણ કરી રહે શીવને જે અનુશરનાર;
થજો પાખંડી આચાર ભ્રસ્ટ થઇ જટા ભશ્મ હાડકાગલે હાર
શીવ દીક્ષામાં દીક્ષામાં કરજો પ્રવેશ કરી બોલ્યા હંકાર;

## શેર.

મનુશ મર્યાદા ધારણું કરવા વાળા વેદ તેની તમે નીંદા કરી,
વલી બ્રાહમણુને તે શાથે નીંદયા વાણી મુખથી ઓચરી;
વેદ નીંદયાથી પાખંડમાં પડો જે માર્ગ ભુતાદીપતી શીવ રહ્યા ધરી,
એથી પાખંડનો આશ્રય કરનાર થજો બોલ્યા એમ ભ્રગુ શર્વોપરી;

## ગજલ.

શુણી વચન ભ્રગુના શંકર મન ઉદાશ થયા,
શ્રાપ દીધો ભ્રગુ રૂશીએ તે મનમાં લહયા
અનુચર શહીત શભામાંથી નીકલી ગયા,
ગીરી કૈલાશે આવીનીજ મંદીરે રહયા;

## લાવણી

ગયો કાળ ઘણો શશરા જમાઇનો વીરોધી,
બેહુ આપ આપના વલ રહાછે શોધી;
બ્રહ્મા બ્રહ્મ જ્ઞાનના ઘણા છે બોધી,
તેણે કર્યો વીચાર એકાંત મનને રોધી;
સૌ પ્રજાપતીઓના અધીપતી બનાવ્યા દક્ષને કરી શોધ. કહો૦ ૩

ગર્વ થઓ દક્ષને ત્યારે જ્યારે બ્રહ્માએ કીધો પટા ભીશેક,

તેથી થઆ અભીમાની અભીમાનથી ભુલ્યા પોતાનો નેક;
બ્રહ્મવાદીયોનો કરી તીરસ્કાર વાજપ યજ્ઞ કર્યો ધરી ટેક,
બીજો આરંભ્યો આરંભ્યો બૃહસ્પતી શવ યગ્ન ધરી વીવેક;

## શેર.

દેવ ગંધર્વ સ્ત્રીયો શહીત વીમાન બેશી આકાશ માર્ગે વહે,
તે દેખી શતી શીવજીને નમ્રવાણી મુખથી કહે;
તમ શશરાને મુજ પીતા દક્ષને ઘેર યજ્ઞ મહોત્સવ ચાલી રહે,
ત્યાં આપની સાથે લઇ મુને તેડી જાઓ દક્ષને ગ્રહે;

## ગજલ.

મુજ શગા શબંધી યજ્ઞ જોવા ઇછાછે મુને,
હે પ્રાણપતી કરૂં સ્તુતી તમ સ્વયંભુને;
શર્વ વાતે જ્ઞાનીછો હું જાણું તમુને,
પણ આશા માહરી કરો પુરણ હું કહું છું આપુને;

## લાવણી

શીવ કહે શુણો શતી મનરાખીને શાંત.
કેમ જઇએ ઘેર દક્ષને મેહેલો કળપાંત;
બીન આમંત્રણે જવું લાગે જેતું મરણાંત,
માટે મુકો હઠ હું કહું તમને શીધાંત;

પુર્વે દક્ષના વચન યાદ આવેથી દેવા લાગ્યા એશતીને
પ્રતી બોધ. કહો૦ ૪

## છંદ. ૨૮.

શંભુજી સુણો હું શતી તમારી દાશી તમારી દાશી.
કરો સફલ મનોરથ છું તમ ચરણ નીવાશી;
બીન આ અંત્રણે જવાય કહું તે હું તમને કહું.
પીતા પતી મીત્રને ગુરૂએ ચાર આશ્રમને;
શીવ કહે શતી તમે મેહેલો જવાના ભેજમને જવા.
નહી માન મલે પછે દોશશો દેશો કરમને;
તમે મેહેલીદયો હઠને શતી તજોને ઉદાશી તજોને
ઉદાશી. કરો૦ ૧

નહી હોય ક્રોધથી દુશીત દેહ અભીમાની દેહ
તો જવાય શમંધી ઘેરે પોંહોચે નહી હાની;
મુજવેરી દક્ષએ પીતા તમારો અજ્ઞાની; તમારો.
નવ જવું યજ્ઞમાં મેહેલો શતી નાંદાની;
નવ લાગી શીખ દીલ રહું જવાને ઉલ્લાશી.
જવાને. કરો૦ ૨

• શીવ કહે પ્રજાપતીયોના યજ્ઞની માંહે યજ્ઞ.
દુર્વચનરૂપી મુને બાણ માર્યાં છે ત્યાંએ;
ભેદી નાખ્યુ છે મર્મસ્થાંન કેમ ભુલાએ કેમ.

તેમ દક્ષને પરીતાપ ઘણો મન માંહે;
દેનાર જન્મ પીતા દક્ષ માંન જાશે તેથી નાશી.
કહો૦ ૩

કરેલા તીરસ્કાર મુજથી કેમ ખમાશે કેમ.
જો ના કહેવાથી જાશો કલ્યાણ નહી થાશે;
પ્રતીષ્ઠીતનું શમંધીથી માંન નહી જલવાશે નહી.
તો થાય મરણની ઘાત મેહેલો તમે આશે;
કરગરી કહે શતી નાથ કઇલાશના વાશી
કઇ. કરો૦ ૪

## લલીત છંદ ૨૯

અરેરે ભાવી તો જરા નહીં મટે
રહ્યા ક્ષમાંન શીવજી શતી ભર્તા હટે ૧
છોડી અર્ધ અંગને ગયા મહા શતી૦
ગણો ગયા છે શાથ ઉન્મત અતી૦ ૨
આવ્યા યજ્ઞ માંહે શતી રહ્યા કરી૦
નીજ શમંધીએ દ્રષ્ટી નહી કરી૦ ૩
નીજ પીતા જે દક્ષ શાથ શર્વે ન જુવે૦
મલ્યા ભગની માત ખીન થઇ રવે૦ ૪
અરેરે પીતા દુષ્ટ ભાગ રૂદ્રનો નહીં૦

તુજથી થએલ અંગ નહી કામનું અહીં૦ ૫
મહા શ્રેષ્ટ શીવજી કર્યું વેર તેહશું,
કલ્યાણ નહી થશે તાહારૂ એહશું. ૬
કરી આશન ઉતર મુખ ખેંચ્યો શ્વાશ શહરાયુને,
પ્રાણ અપાન ઉદ્દાંન ખેંચ્યા શતીએ વાયુને. ૭
ચીતવન રચ્યું શીવ જીવ બ્રહ્મરૂપ થયો
શમાધી અગ્નીએ દેહ બલી ગયો૦ ૮
અરેરે હાયરે કેમ જાય શહ્યું,
મારોએ દક્ષને શીવ ગણે કહ્યું૦ ૯
શુણી રૂશી ભ્રગુ યજ્ઞ હોમ કર્યા,
તપ બલે કરી રૂભુ દેવો નીશર્યા૦ ૧૦
લઇ બલતા લાકડા નશાડયા શીવ ગણને,
આવી કહ્યું વ્રંતાંત શતી પામ્યા મર્ણને૦ ૧૧

## છંદ ૩૦

શમાચાર યજ્ઞના નારદે કહ્યાશંકર નમામીને,
શુણી શીવ શીર જટા પછાડી ભુમાં ક્રોધને પામીને;
નીકલ્યો યક્ષ વીરભદ્રનામે સ્તુતી કરે શીવ સ્વામીને,
કહે શીવ યગ્ન ભાંગો જઇ મારો દક્ષ સ્રી કાંમીને;
મણીમાંનનંદ કેશ્વર આદે ચાલ્યા યક્ષ શીર નામીને,

માંડયો કરવા ભંગ યગ્નનો શમર્યા અંતરજામીને;
ચાહારે દીશા મંડપ સ્થંભ તોડયા યક્ષ રહ્યા બહુ ઝામીને.
શુણી૦ ૧

કોઇ યગ્નશાળા કોઇ સ્ત્રીશાળા કોઇ પાકશાળાપર આવીને,
ભાંગે ફોડે થઇ મદોન્મત શંકર ધ્યાન લગાવીને;
યજ્ઞ કુંડમાં મુતર્યાં કેટલાક અગની નાંખ્યો શમાવીને,
કોઇક મુનીની મેખલા તોડે રહયા સ્ત્રીયોને ડરાવીને;
ધુમે યક્ષો બહુ અતી જોરમાં નાહાશે દેખા હરામીને. શુણી૦

કેટલાક મુનીયોને મારે છે કેટલાક દેવોને રહયા પકડીને,
વીરભદ્રે દક્ષને દબાવ્યો ચંડી પડયા પુશાપર કકડીને;
ગણ મણીમાને ભ્રગુરશીને લીધા નીજ પાંશ શકડીને;
ભગદેવ પકડયા છે નંદ કે શ્વર મારે પથ્થર પક્ષ લઈ જકડીને,
હેવા ત્રાશથી ગયા ન્હાશીને ન રહા કોઇ વીરામીને શુણી૦ ૩

દાહાડી દેખાડી ભ્રગુ હસ્યાતા તેથી દાખેડી દાહાડીને.
કરી અશારત આંખ ભગદેવે લીધા નેત્ર તેહેના કાહાડીને;
પુશા દેવ ખડખડ હશીયાતા નાંખ્યા દાંત ઊખાડીને,
ગળુ દબાવી માર્યો દક્ષ શીશ નાંખ્યું યજ્ઞમાં વાહાડીને;
કર્યો કેર એમ વીરભદ્રે જઇ કઇલાસ બેઠા વીશામીને. શુણી૦ ૪

શીવ શેન્યથી વ્યાકુલ થઇ. ગયા દેવ રૂષીયો હારીને;
બ્રહ્મા પાસ જઇ કરી નમસ્કાર કહયું વતાંત વીસ્તારીને,

અગાઉ જાણ્યું તું બ્રહ્મા વીશ્નુએ ન ગયા યજ્ઞમાં વીચારીને;
કહે બ્રહ્મા અપરાધ કર્યો તમે જઇ કહો ત્રીપુરારીને,
યજ્ઞ પુર્ણ કરવો હોય તો માંગો ક્ષમા ન રહે કાઇ ખામીને.

શુણી૦ ૫

## છંદ ૩૧.

મહા તેજશ્વી ગીરી કઇલાશે પરીબ્રહ્મ ચીત ધરતા શીવ,
રુંદ્ર માલ અંગ ભભુત બીરાજે ભુત પ્રેત શંગ ફરતા શીવ;
બ્રહ્મા રૂશી દેવો ત્યાં આવ્યા વદયા મુખ અમૃત ઝરતા શીવ,
અહો દેવના દેવ તમે છો ભગ્તોના દુઃખ હરતા શીવ,
આપે જગત સ્વામીને બીજ રૂપ આપે જગતને કરતા શીવ,
આપ શકતીથી થાય ઉત્પત્તી પાલણુ કરો શંહારતા શીવ,

રૂદ્ર ૧

બ્રહ્મ રૂપ છો સ્વરૂપ ધારી યોગાભ્યાશ આચરતા શીવ,
ધર્મ અર્થ વેદ રક્ષા માટે દક્ષ દ્વારા પ્રવરતા શીવ;
ચગો યગ્ન એ આપ પ્રેરણાથી જ્ઞાન દ્રષ્ટી આદરતા શીવ,
જગત મર્યાદા બાંધેળ આપની બ્રાહ્મણ લોક પાલ અનુશરતા; શીવ,
મંગલ રૂપ છો આપે ઇશ્વર ભગ્તો શદા શમરતા શીવ. રૂદ્ર ૨
અશુભ કર્મ કરવા વાલાને નર્ક અંધતા મીશ્ર મેહેલો વેહેતા શીવ,
શુભ કર્મ કરવા વાલાને સ્વર્ગ મોક્ષને દેતા શીવ;
પ્રાણી માત્રમાં આપને જોતાં આપ ચીતવનમાં રેહેતા શીવ.

શર્ણં જગત પોતાના સ્વરૂપથી બીન બીન જોઇ લેતા શીવ;
ક્રોધ થકી હેવા શત પુરૂષોને પરાભવને નહી ઠરતા શીવ.
રૂદ્ર ૩

ભેદ વીધાને મર્મ ભેદી બીજા લોકોને ન મારવા શીવ,
આપ શરખા મહાત્મા પુરૂષોએ આપ બલે ઉગારવા શીવઃ
માયાથી મોહી રહેલા લોકો લાગ્યા ભેદ બુધીને ધારવા સીવ,
પણ મહાત્મા પુરશોએ દૈવે કરાવ્યું એમ શમજી મન વારવા શીવ;
દયા રાખીને નથી મારતા તે આપ થકી ઉગરતા શીવ. રૂદ્ર ૪

માયાથી કર્મમાં આશક્તી અપરાધી લયો બચાવી શીવ,
યજ્ઞ વીદ્ધંશક આપે કર્યો કરો ઉધ્ધાર દયાને લાવી શીવ;
દક્ષ યજમાન જીવતો થઇ જાય ભગની આંખો બનાવો શીવ,
દાહાડી પાછી થાય ભ્રગુને દાંત રહે પુશા શોભાવી શીવ;
જેહેવું હતું તેવું તે થાય હેવું બ્રહ્મા મુખ ઉચરતા શીવ.
રૂદ્ર ૫

જે કોઇ યજ્ઞમાં અવશેશ ઉચીષ્ટ રહે ભાગલયો જાણી શીવ,
અહો રૂદ્ર યજ્ઞ વીદ્ધંશક કહે બ્રહ્માજી વાણી શીવ;
તે સર્વ ભાગ આપનો ભાગ છે એમ કબુલ થાએ છે પ્રેમ આણી શીવ,
તે રૂદ્ર ભાગદેવાથી યજ્ઞ આ કરો પુર્ણ ત્રીશુળ પાહાણી શીવ;
પ્રલય કાળમાં શેશ રહે બ્રહ્મ તે ઉચીષ્ટ બ્રહ્મથી તરતા શીવ.
રૂદ્ર ૫૬

## છંદ. ૩૨.

નમું નમુ કહી શંકર બોલ્યા બ્રહ્માજી તમે શુણો વચન,
કર્મે આશકતી માયા મોહીતને ડંડ કીધો મેં કરી જતંન;
નમું નમું હુ ચતુર મુખને માહારે નથી કાંઇ મનમાંરીશ,
ધડ દક્ષ પ્રજા પતીનું થશે તેહેને અજાતું શીશ.
નમું નમું ભાગ દેવ મીત્રની આંખે ભગદેવતા જોશે ચોદીશ,
યજમાનના દાંતોથી ખાશે પુશાદેવ ચાવી કરે પીશ
યજ્ઞ અવશેશ આપ્યું મુને જેણે હતા તેવા તે થાશે તંન. કર્મ૦ ૧
નમું નમું હું રૂપ નીરંચી બોલ્યા શંકર કરી પ્રણામ,
અશ્વનીકુમારના હાથથી થાશે કપાયલા અંગથી તેહનું કામ;
નમું નમું ઠીક થાશે રૂશીત્વજ અજા દહાડી ભ્રગુની ઠામ,
વચન શુણી કહે વાહવા વાહવા દેવ રૂશી કરે નમી શલામ;
બ્રહ્મા રૂશી દેવોને શંકર આવ્યા શઉ દક્ષને ભોવન. કર્મ ૨
નમું નમું હું શીવશંકરને કહેવા પ્રમાણે શઉ થયું,
અજા શીર દક્ષના ધડપર ચોહોડે શજીવન થઇ રહ્યું;
નમું ઊંઘથી ઉઠયા દક્ષજી કરી સ્તુતી શંકરની બહુ
મુજ રંકપર ક્ષમા કરીને યજ્ઞ પુર્ણ થાય એમ કહું;
શીવ આદે યજ્ઞ આરંભ્યો વેદ મંત્રે કરે હોમ હવન. કર્મ૦ ૩
નમું નમું હું દક્ષ પ્રજાપતી જેણે શીવને કર્યાં પ્રંશન
ભુત પ્રેતાદીકનો શંશર્ગ મટાડી દોશ તેહેનો મુનીજંન,

નમું નમું યજ્ઞની પ્રવતી કરવા શારૂ કરે વેદાધ્યયન;
ત્રણ કપાલ ઉપર રંધાયલો પુરો ડાશ લઇ કરી સ્તવંન,
વીશ્નુના ઊદ્દેશથી હોમ્યો ધર્યું ધ્યાન દક્ષે શુંધમંન, કર્મ૦ ૪

નમુ નમું ઝટ આવ્યા વીશ્નું ગરૂડ ઉપર થઇને અશવાર,
ઘંન સ્યામ વર્ણ પીતાંબર કીરીટ કુંડળકાંને મકરાકાર
નમું નમું ગલે માલ વઇજંતી કટી મેખલાનો અતી ચલકાર
લક્ષ્મી શહીત બીરાજ્યા આપે નવીન વસ્ત્ર નવીન શણગાર,
બ્રહ્મા ઇંદ્રને શંકરઆદે ઉઠી ઝટ કરી રહ્યા નમંન. કર્મ૦ ૫

નમું નમું હુ અષ્ટ ભુજને અષ્ટ હાથે ધરીયા હથીયાર,
શંખ ચક્ર ગદાને પદ્મ બાંણ ઢાલ ધનુશ તરવાર;
નમું નમું યજ્ઞ નારાયણ દક્ષ યજ્ઞનો કર્યો ઉધ્ધાર,
પોંહાચી શકે નહી તમ મહીમાને પણ કરે સ્તુતી બુધ્ધી અનુશાર;
શીવ બ્રહ્મા છે મુખ્ય દેવોમાં નીચા વળી કરી રહ્યા સ્તવન.
કર્મ૦ ૬

નમું નમું સ્તુતિ કરી દક્ષે શુણી યજ્ઞ પુરૂશ અવીનાશ,
કહે ત્રણે દેવો હમે એકજ શચરાચર છે શકીમાં વાશ;
નમુ જગતનું કારણ આત્મા શાક્ષી ઊપાધી સ્વયંપ્રકાશ,
એથી રહીત જે હુંજ છઊ તેજ બ્રહ્મા શીવજી રહ્યા ભાશ;
અનેક પ્રકારનું જ્ઞાન આપીને અંતર ધ્યાન થયા નારાયણ.
કર્મ૦ ૭

નમું નમું શીવ આદે પુજંન કીધુ દક્ષે બહુ રૂડી પેર
બુધ્ધી ધર્મમાં રેહેવાનું વરદાન આપી ગયા દેવો ઘેર,
નમુ શકતી હીમાંલયને ઘેર મેનાં ઊધર પ્રગટયા તે ઠેર;
થયા પાર્વતી મલ્યા શંકરને હરકીશનપર કરજ્યે મેહેર,
રી કૃપાએ છંદ રચાયા શંક્ષેપમાં કીધુ વરણુંન. કર્મ૦ ૮



